# ગં. સ્વ. રમણલક્ષ્મીના લેખો.

લેખક,

અક્ષરવાસી ગં. સ્વ. રમણલક્ષ્મી

ત્રિભોવનદાસ મોદી.

પ્રકાશકો,

સવાઈલાલ દામોદરદાસ મોદી,

૭૫૫ ગીરગામ,—મુંબઈ.

તથા

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, સાબરમતી.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦. સને ૧૯૧૮.



અમદાવાદમાં ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય ૧૪ આના.

# પ્રસ્તાવના.

આ લઘુ પુસ્તકની લેખક બ્હેનને અક્ષરવાસ થયાં આજે ત્રણ વર્ષ પૂરાં થાય છે. આટલી શ્રાદ્ધાંજલિ અર્પવામાં પણ અમે આટલો બધો વિલંબ લગાડયો, તેથી અમને ઘણી દિલગીરી થાય છે. વિલંબ લગાડતાં છતાં પણ તે ખામી વગરનું નથી થઇ શક્યું એ વધારે શોક ઉપજાવે છે. હવે તો જેવું છે તેવુંજ સ્વીકારી લેવા વિનંતિ કરવાપણું રહ્યું.

બ્હેન રમણલક્ષ્મીનો આ દુનિયાનો નિવાસ ઘણો અલ્પ હતો. એકવીશ વર્ષની વયમાં તેણે સર્વે નાશવંત સુખદુઃખનો અનુભવ કરી લઇ, સર્વેથી મન ઉદાસ કરી નાંખી, અક્ષય્ય પદ પ્રાપ્ત કરી લીધું. તેનો જન્મ સંવત ૧૯૫૦ ના ફાગણ વદ ૪, તારીખ ૨૫ મી માર્ચ ૧૮૯૪ ને દિને આકોલા ( બિરાર ) માં થયો હતો. એનાં માતાપિતાની એ સૌથી ન્હાની લાડકી પુત્રી હતી. પ્રકાશકો પૈકી કિશોરલાલની બ્હેન અને સવાઇલાલની કાકી હતા. એને ત્રણ વર્ષની મુકી, એની માતાનું દેહાવસાન થયું. માતા વગરની અને ઘરમાં સૌથી ન્હાની હોવાને લીધે સર્વેને લાડકી, અને પોતાના રમુજી અને ટિખળી તેમજ તોતડી બોલીને લીધે ઘરમાં તેમજ આડોશી પાડોશીમાં અતિશય પ્રિય તેથી, તથા ઘણુંખરૂં માંદી રહેતી હોવાથી એને જોઇએ તેવી શાળાની કેળવણી આપવાનું બન્યું નહતું; અક્ષરજ્ઞાન ઘણું ઓછું અને મોડું મળ્યું હતું. પણ ધાર્મિક પિતાની ઉચ્ચ રેહેણી, તથા ધાર્મિક માતાનો વારસો એ બ્હેને પોતાના જીવનમાં મેળવી દીધાં હતાં. બ્હેન રમણલક્ષ્મીના પિતાનું કુટુંબ સ્વામિનારાયણ સંપ્રદાયી છે; અને

એનાં માતા પિતા એટલાં તો સ્વામિનારાયણ–પરાયણ હતાં કે તપ, વૈરાગ્ય, ભક્તિ અને ધર્મ ઉપર નિષ્ઠા એ બ્હેનમાં સહેજે ઉતરી આવ્યાં હતાં.

ઇ. સ. ૧૯૦૭ માં એની બ્હેન સૌ. હરિલક્ષ્મી પોતાનાં લગ્ન પછી બે મહીનામાંજ વિષમજ્વરથી સ્વર્ગસ્થ થઇ. બ્હેન હરિલક્ષ્મી, રમણલક્ષ્મીથી માત્ર બેજ વર્ષે મોટી હોઇ, એની બ્હેન કહો, સખી કહો, જે કહો તે હતી. એના અવસાન પછી બ્હેન રમણલક્ષ્મી માટે પણ એજ પતિ (શેઠ ત્રિભોવનદાસ ભગવાનદાસ મોદી) નિર્માણ કરી, ઇ. સ. ૧૯૦૮માં એનું લગ્ન કરવામાં આવ્યું. એકજ સંબંધથી એક બ્હેનને અખંડ સૌભાગ્ય અને બીજીને કષ્ટમય વૈધવ્ય પ્રાપ્ત થશે, એમ કોને સ્વપ્ને પણ લાગતું હતું ? મશરૂવાળા કુટુંબમાં એ વર્ષે થયેલાં સર્વે લગ્નો નિષ્ફળ અને દુઃખરૂપ નીવડયાં, એ ઘટના ઘણી વિચિત્ર થઇ, તે વર્ષે પરણેલાં સર્વે છોકરા તથા છોકરીઓ પરણ્યા પછી થોડા કાળમાંજ વિધુર કે વિધવા થઇ ગયાં!

બ્હેનનો સંસાર સાસરે સુખી હતો; પણ તે સુખ લાંબો વખત ટક્યું નહીં. શેઠ ત્રિભોવનદાસ એકાએક ગળાવા લાગ્યા; એમનાં લોહીમાંના રક્ત તત્ત્વો ઓછાં થઇ ગયાં, અને તેમના રોગની ભયંકરતાનો પૂરો ખ્યાલ હજુ આવ્યો નહોતો, એટલામાં તો બિચારી સોળ વર્ષની બાળાને અનાથ કરી તે ચાલ્યા ગયા. (સંવત ૧૯૬૭ ના પોષ વદ ૮, તા. ૨૨ જાનેવારી ૧૯૧૧). તે રવિવારની સાંજ અમારા સ્મરણપટમાંથી ભુંસાશે નહીં. ઘરમાં અને બહાર સર્વે સગાંવહાલાં અને મિત્રોને આનંદ અને ગમ્મત મેળવવાનું જાણે રમકડું હોય તેવી બોલકણી અને ભોળી બાળાને વૈધવ્ય ! એ શબ્દજ જાણે એને માટે અજુગતો હોય, જાણે એ બની શકે એવીજ વાત નહોય,

તેમ એ સમાચાર સાંભળી સર્વે મિત્રોને લાગતું ! પણ, અણકલ્પેલું તે ખરું થયું, અને સૌભાગ્ય ખોટું થઇ, વૈધવ્યને સાચું ઠરાવવું પડયું ! ઈશ્વરની ધારણાઓ અગમ્ય છે !

પતિના મરણ પછી વાંચન, લેખન, ઇશ્વર–ભક્તિ, તપ અને વ્રત એ બ્હેનના જીવન–મંત્ર થયા. ચાર વર્ષમાં એણે લેખન–વાંચન વધારી દીધાં, અને શરીરનાં ગાત્રો ગાળી દીધાં. આખા બાળાપણમાં જેટલું નહિ શિખેલી, તેટલું આ ચાર વર્ષમાં તે શીખી; આખાં બાળપણમાં જેને એક કાર્ડ લખતાં વિચાર થતો, અને શુદ્ધ કાર્ડ નહિજ લખી શકતી, તેણે આ ચાર વર્ષમાં નિબંધો લખ્યા, કવિતાઓ રચી અને એક આખાં પુસ્તકનું ભાષાંતર કર્યું. પણ વ્રત–તપે કરીને દેહને બાળી નાંખવાનો જે ક્રમ બ્હેને શરૂ કર્યો હતો, તે અમે કેટલુંએ સમજાવવા છતાં એણે બંધ નજ કર્યો. સંવત્ ૧૯૭૧ના ચૈત્ર માસમાં તે પથારી વશ થઇ. ડાકટરે ‘ એપેન્ડિસાઇટિસ્ ’ ધારીને શસ્ત્ર ક્રિયા કરી, પણ શસ્ત્ર–ક્રિયા કરતાં આંતરડામાંથી ક્ષય રોગનાં જંતુઓ નીકળી આવ્યાં. છેવટે ચૈત્ર વદ ચોથે ( તા. ૩ જી એપ્રિલ ૧૯૧૫ ) પ્રાતઃકાળે ૩ વાગે અમને છોડી, તેણે અખંડ શાંતિ મેળવી લીધી.

એટલું એ બ્હેનની ટુંકી જીંદગીનું ટુંકું વૃત્તાંત.

બ્હેન રમણલક્ષ્મીના કેટલાક ગદ્ય તથા પદ્ય લેખો. “વનિતા વિજ્ઞાન” તથા “ સુંદરી સુબોધ ”માં તેના છતાંજ આવી ગયા છે. એના અવસાન પછી એના કાગળો તપાસતાં એક ઘડી કરેલી કાગળની કાપલી મળી આવી. તેની બાહેરની ઘડી ઉપર લખ્યું હતું કે, “ મારાં મરણ પછી આ કાગળ જે કોઇ મારી પાછળ હોય તેઓ એ વાંચવો, તથા અંદરનાં લખાણ ઉપર ધ્યાન આપવું એજ વીનંતી.” સુભાગ્યે અમારાજ હાથમાં એ કાપલી આવી, અને ઉઘાડી જોતાં

એમાંથી નીચે પ્રમાણેનો આદેશ નીકળ્યોઃ

" મુંબઇ, તા. ૨૭–૯–૧૪.

" મારી રજા કજાએ મારા હાથનાં લખેલાં લેખ જે ગદ્ય અને
" પદ્ય જેટલાં હોય તે બધાં મારા ભાઇ (કીશોરલાલ. ઘ. મશરૂવાળા)
" ને અથવા જેને એની વ્યવસ્થા કરવાની ઇચ્છા હોય તેને સોંપવાં.

" લી. રમણલક્ષ્મી ત્રિ. મોદી."

ઇશ્વર કૃપાથી એ આદેશને અનુસરી બ્હેને કરેલી સરસ્વતીની આરાધના ગુર્જર પ્રજા સમક્ષ મુકવા પ્રયત્ન કર્યો છે. આ પુસ્તક પ્રધાનપણે બ્હેનની ઇચ્છા મુજબ અમારા જ્ઞાતિજનોમાં મફત વેંચવા માટે પ્રસિદ્ધ થયું છે; પણ તેને આમ પ્રજાથી છુપાવવાનું નથી, એટલે આમને તેની સમાલોચના કરવાનો હક્ક રહેશે જ. સાહિત્યની દૃષ્ટિએ ટીકાકારને તેમાં ઘણા દોષ દેખાય એ સ્વાભાવિક છે; કારણ કે આ પુસ્તક તે સાહિત્યના વિષયમાં તેમજ ઉમરમાં એક બાળકની કૃતિ છે; એ બાળકની શક્તિઓ ખીલવા પામી હોત, તો કેટલે દરજ્જે શોભા આપનાર થાત, તેનું જ ટીકાકાર અથવા વાંચક આ પુસ્તક જોયા પછી અનુમાન કરી શકે. બ્હેન રમણલક્ષ્મીની બુદ્ધિ લતાને સુંદરતા આપવા કોઇ બાહેરનો માળી મેહેનત નથી લઇ શક્યો; તેણે પોતાની મેહેનતથી જ વધવાનો પ્રયત્ન કર્યો છે. ઇનામ માટે લખેલા એ નિબંધો સિવાય બીજી કૃતિઓના વિષયો સૂચવનાર પણ કોઇ એને મળ્યું ન હતું; વિષય પોતેજ ચૂંટી કાઢી, તે ઉપર લખી, પાછળથી વખત મળે અમારી પાસે સુધરાવવા, એવી રીતે એણે પોતાનો અભ્યાસ વધાર્યો હતો. એટલે એ લેખોમાં જે કાંઇ સુંદરતા રહી છે, તે સહજ છે, કૃત્રિમ નથી, એ વિચારપૂર્વક વાંચનાર જોઇ શકશે. અમે બ્હેનના નિકટ સ્નેહી ઠર્યા. પુસ્તકના પ્રકાશક રહ્યા–એ-

ટલે અમારે પુસ્તકની સમાલોચના કરવી લાજીમ નથી. વળી આ પુસ્તકમાંથી પૈસા ઉત્પન્ન કરવાનો લોભ નથી, તેથી ખ્યાતિ વિદ્વાન પાસે પ્રસ્તાવના લખાવી નથી. અમે એટલુંજ ઉમેરીશું કે "ગૃહિણી કર્તવ્ય" તથા "આપણી બાળાઓને શું શીખવે છે, અને શું શિખવવું જોઇએ." એ નિબંધો ઉપર બ્હેનને પહેલાં ઇનામો મળ્યાં હતાં.

સ્વર્ગસ્થ તરફથી અમારે "વનિતા વિજ્ઞાન" તથા "સુંદરી સુબોધ" ના સંપાદકોનો ઉપકાર માનવો ઘટે છે. એ ઉભય સજ્જનોએ બ્હેનને લખવામાં ઘણું ઉત્તેજન આપ્યું હતું.

ચૈત્ર વદ ૪, સં. ૧૯૭૪.

સવાઇલાલ દામોદરદાસ મોદી.
કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા.



# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

## ભાગ ૨ જો.

## સ્વર્ગવાસી શેઠ ત્રિભોવનદાસ ભગવાનદાસ મોદી.



| જન્મ:— | અવસાન:— |
| --- | --- |
| સંવત ૧૯૨૮. | સંવત ૧૯૬૭ |
| શ્રાવણ સુદ ૭. | પોષ વદ ૮. |

## સ્વર્ગવાસી બ્હેન રમણલક્ષ્મી ત્રિભોવનદાસ મોદી.



**જન્મઃ—**

સંવત ૧૯૫૦.

ફાગણ વદ ૮.

**અવસાનઃ—**

સં. ૧૯૭૧.

ચૈત્ર વદ ૮.

# ગં. સ્વ. રમણલક્ષ્મીના લેખો.

## ભાગ ૧ લો.



# કાવ્યો.

# કાવ્યો.



## (૧)

## શ્રીકૃષ્ણની આરતી.

જય દેવ, જય દેવ, જય ત્રિભુવન સ્વામી, (૨)
કૃષ્ણા દેવ દયાળુ, (૨) નિરંજન નિષ્કામી. જય. ૧
ચરણ કમળ તમારાં, વંદુ કર જોડી, (૨)
ચરણે ચિત્ત ધર્યાથી, (૨) દુઃખ નાખ્યાં તોડી. જય. ૨
પરમકૃપાળુ દેવ, દિન દાસી સ્વામી, (૨)
કષ્ટ હર્તા જગના, (૨) જય અંતરજામી. જય. ૩
લીલા નવ નવ કીધ, ગોકુલના વાસી, (૨)
અડસઠ તિરથ ધરીયાં, (૨) ચરણે લક્ષ કાશી, જય. ૪
વસુદેવ દેવકી સુતનાં, જે દર્શન કરશે, (૨)
પાપ કર્મથી છુટી, (૨) વૈકુંઠે જાશે. જય. ૫
ભક્તિ આપી નાથ, દુઃખ બધાં હરજો, (૨)
રમણ કહે પ્રભુ યાચું, (૨) કૃપા વૃષ્ટિ કરજો. જય. ૬

## (૨)

## ગણપતિ પ્રાર્થના.

શિખરિણી છંદ.

નમું ભાવે દેવા, સુત શિવતણાં વિઘ્નહર્ત્તા,
થજો સાહે મુજને, ગણપતિ તમે શુભ્રકર્ત્તા;

રૂડી સિદ્ધિ–બુદ્ધિ, તમ ચરણ સેવે પ્રીત થકી,
ધરીછે વામાંગે, ફરશી અતિશે શોભિત નકી. ૧

બહુ લાડુ શોભે, કરશું જમણે સુન્દર અતિ,
સહુ ભાવે પૂજે, પ્રથમ તમને હે ગણપતિ;
ગણો ના છો સ્વામી, પ્રથમ પદ દેવોમહીં ધરો,
અતિવિઘ્નો મ્હારાં, શિવસુત ત્હમે તે દુર કરો. ૨

## ( ૩ )

## સરસ્વતી અને પ્રભુ પ્રાર્થના.

નમું દેવી વિદ્યા, તુજ ચરણમાં હું પ્રીત ધરી,
ભલી માતા મ્હારે, મુખ તું વસજે હેતજ કરી;
નમું શ્રી ગોવિંદા, તમ ચરણમાંહી જગપતિ,
મને સાહે થાજો, કવિત કરવા દ્યો રૂડી મતિ. ૩

## ( ૪ )

## પ્રભુની અકળ ગતિ.

વસંતતિલકા છંદ.

ત્હારી ગતિ અકળ છે જગમાંહિ પ્યારા,
કામો વળી અકળ છે જગદેવ ત્હારાં;
પોંચે નહીં મુજ મતિ ગુણ તુજ ગાવા,
ત્રાતા તમે જગતનાં, તમ કાર્ય કેવાં. ૧

કેવી રચી જગમહીં રચનાજ ભારી,
કેવાં રચ્યાં વનફળો ધન ધાન્ય વારિ;
કીધાં બહુ જગમહીં નરનાર તેં તો,
દીઠાં વળી ખગો જગમાંહિ મેં તો. ૨

કેવાં દીસે લલિત સૂર્ય શશી સુ તારા,
શોભે વળી અધિક વ્યોમ પ્રભુજી પ્યારા;
ભૂમિપરે પણ બહુ નગ વૃક્ષ કીધાં,
ખાવા મધુ જગમહીં બહુ અન્ન દીધાં. ૩

કીધા પ્રભુ દનુજ દેવ અપાર દીસે,
કીધાં વળી જગપતિ પશુઓ અતિશે;
લીલા પ્રભુ જગમહીં તુજનીજ ભારી,
ચાલે નહીં કથનકાજ મતિ અમારી. ૪

## ( ૫ )

( કહું શું નશીબે દુઃખીયો કીધો છે, ભેખ પ્રિયાને વિજોગે લીધો છે,
એ રાગ ).

રઘુનંદન રામ, દીનદયાળા,
આપો મને તવ ભક્તિ કૃપાળા. ટેક.
નયન કમલ સુંદર શોભિત,
લક્ષ્મણ ધીર કને આંજ્ઞાકિત. રઘુ. ૧
ક્ષમાવંત સીતાના છો ભર્ત્તા,
મિન-જળ સમ દ્યો પ્રીત દુઃખ હર્તા. રઘુ. ૨

ત્રિલોકે તમવિન કો નહીં જાણું,
ભોગવે ભક્તિ–સુખ એવું ન પ્રમાણું. રઘુ. ૩

વન ઉપવનમાં સર્વે વસો છો,
એક વાર નમને દુઃખડાં હરો છો. રઘુ. ૪

દાસ જાણીને નિજ પાપને હરજો,
શરણ તમારૂં દઇ સુખી કરજો. રઘુ. ૫

માયિક મોહ તે દૂર કરીને,
દીન નાથ ઉગારો હાથ ધરીને. રઘુ. ૬

## (૬)

(લલિત છંદની ચાલ.)

કૃષ્ણ કૃપા કરો, દુઃખ માહરાં હરો;
પ્રભુ દયાળુરે, તુજ આશરો ખરો. ૧

તમ કૃપા વિના નહીંજ સુખરે,
તમ કૃપા વિના પામું દુઃખરે. ૨

કૃપાળુ હે પ્રભુ, દુઃખરે હરો,
દયાળુ હે પ્રભુ, સુખરે કરો. ૩

દયાળુ હે પિતા, દેવ દીનના,
કૃપાળુ હે પિતા, દુઃખ ભંજના. ૪

રમણલક્ષ્મીની આશ પૂરજો.
તવ ભક્તિ આપીને પાપ કાપજો. ૫

# જીવને શિક્ષા.

## ( ૭ )

### માલિની છંદ.

અગણિત સુખ થાશે, રામ દેવા ભજેથી,
જગ તુજ જશ ગાશે, રીત રૂડી સજેથી;
નહિ સુખ કદી રે'શે, તુંજનું સર્વ વાતે,
ધન તન સુખ મૂકી, ચાલવાનું જ જાતે. ૧
અતિ કઠણ કળિકા–ળે સુખી તો થવાશે,
હરિ રટણ કરે તા–રી ગતિ શુભ થાશે;
ભજ કરી જીવડા પ્રી–તી રઘુદેવ ભાવે.
તજ તુજની જુઠી જં–જાળ ના કામ આવે. ૨

## ( ૮ )

મનુષ્ય દેહ પામી પામર, સાર્થ શું કર્યું, (૨)
પાપને પરિતાપથી ત્હારૂં શું સર્યું. ટેક. ૧
કુટુંબીઓ ને બાળકોમાં મોહીને સદા, (૨)
સંસારી તેં તો ઈશને ના ભજ્યા કદા. મનુષ્ય. ૨
જગતના સ્વાર્મોને વિસારી તેં અરે, (૨)
મૂઢ તું ખોટી માયા શીદને ધરે. મનુષ્ય. ૩
લોભમાં પડી તેં પામર પાપ બહુ કર્યાં, (૨)
મોહમાં ડુબી ત્હારાં કામ શું સર્યાં. મનુષ્ય. ૪
નારીને ગણેય મ્હારી, સ્વામિને એ તેમ, (૨)
આપણા જો હોય તો, તજી જાય એહ કેમ. મનુષ્ય. ૫

જનમ્યાં ખાલી હાથે, જવું એમ છે ખરે, (૨)
મુકયું ને મેલ્યું કાંઈ નહીં સાથ સંચરે. મનુષ્ય. ૬
પ્રેમથી સૌ સ્યાણા થઈ પરમેશને ભજો, (૨)
દુઃખ રૂપી ભવાબ્ધિની તૃષ્ણાઓ તજો. મનુષ્ય. ૭

( ૯ )

જીવ જાણુ જેરે, કે જુઠી જંજાળ છે,
મનસું માનજેરે, કે આળ પંપાળ છે. ૧
નથી કોઈ કોઈનુંરે, કે ખોટો સંસાર છે,
એક સાચા માનજેરે, કે શ્રીગિરિધાર છે. ૨
આ ખોટું સર્વેરે, કે ખોટાં પિતાને બાળ છે,
એક સાચા જગમાંરે શ્રીવર ગોપાળ છે, ૩
સૌ જાણજોરે, કે ખોટાં કુટુંબ પરિવાર છે,
**રમણલક્ષ્મી**ના પ્રભુરે કે એક મોરાર છે. ૪

( ૧૦ )

ભજો રામનામ સહુ ભાવેજી, તજો અન્ય કાંઈ સાથ ન આવેજી. ૧
છે આ જગત જુઠું સર્વે જાણોજી, એક પ્રભુ ભક્તિ સત્ય પ્રમાણોજી. ૨
છે આ જગની માયા સહુ ખોટીજી,
માટે પ્રભુ સંભારો ચરણે લોટીજી. ૩
જેથી થાશે તમારો ઉદ્ધારજી, તેને વિનવો ભાવે વારમ વારજી. ૪
તે વિના નદેખું અન્ય કોયજી, રાખે શરણે જે ત્રિલોકમાંયજી. ૫
એક પ્રભુનો માનો સત્ય આધારજી, રાખો શરણું સર્વે નર નારજી. ૬
એમ **રમણલક્ષ્મી** વિનવે વાર વારજી, આશા પૂર્ણ કરો શ્રીમોરારજી. ૭

## ( ૧૧ )

કે જીવ અજ્ઞાની, તું ભાવે ભજ રઘુરાયનેરે,
કે માન ખોટી રે, તારી આ સુંદર કાયનેરે. કે જીવ૦ ૧
કે કાચી કાયારે, જીવ તારી જાણજેરે,
કે ખોટી માયારે, મનમાંય પ્રમાણજેરે. કે જીવ૦ ૨
કે નથી કોઇ કોઇનુંરે, જુઠો આ સંસાર છેરે,
કે નથી કોઇ સાચારે, ખોટો કુટુંબ પરિવારછેરે. કે જીવ૦ ૩
કે બાળા વિનવેરે, **રમણલક્ષ્મી** પ્રીતથીરે;
કે ભક્તિ હરિતણીરે, થાવો એક ચિત્તથીરે. કે જીવ૦ ૪

## ( ૧૨ )

( પૂનમ ચાંદની ખીલી પૂરી અહીંરે–એ રાગ. )

સૈયર જગતમાં જન્મીને સાધનશું કર્યુંજો,
ધન ધનરે મીરાંનો અવતાર;
ભજીએ ભાવે સીતા પતિ શ્રીરામનેરે,
સૈયર સગું ને સંબંધી નથી કોઈ કામનુંરે;
માત પિતાને પ્યારા ભરથાર. ભજીએ. ટેક.

સાખી–ભક્તિ મીરાંએ કરી, તજી રાણાનું રાજ;
એક ચિત્તે ભજીયાં હરિ, તજી દુનિયાનો સાજ.

× × × ×

## (૧૩)

## ભક્તનાં લક્ષણ.

(મનહર છંદ.)

અંગે પ્રબળ જોઇએ, બળ વૈરાગ્ય તણું અને
સર્વ ભૂત તણી દયા, મને અતિશય રાખે;
મારૂં તારૂં નહીં દીલે, પ્રપંચ સર્વે તજીદિયે,
શુભ કામ માંહી સદા, ચિત્તને પરોવી રાખે;
નહીં જુવે રતી ભાર, દોષ ગુણ કોઇ તણાં,
ઉત્તમ મધ્યમ તણો, ભેદ નહીં કદી રાખે;
સર્વ પ્રાણીને સુખદે, એ લક્ષણ ભક્ત તણાં,
વેદ અને પુરાણ બધાં, સર્વકાળ માંહી ભાખે.



 

## ( ૧૪ )
## કમલ-પ્રબંધ.

સુખકાર, દુઃખહાર, સર્વ સાર છે મોરાર;
પ્રેમપૂર, ભજહેર, દીલદાર જગ્તધાર.



## ( ૧૫ )
## ચક્ર પ્રબંધ.

કીરતાર ઉરધાર, તારનાર સારસાર;
શીરપર નરધાર, પરભાર હરનાર. ૧



## (૧૬)
## વિલાપ માળા.

(સંવત ૧૯૭૦ના ફાગણ શુદ ૬૪ (તા. ૧-૩-૧૯૧૪)થી શરૂઆત.)

લલિત છંદ.

અરર નાથજી ક્યાં તમે ગયા, દિલ થકી તજી કેમરે દયા;
તમ વિના હવે શું અરે કરૂં, તમ વિયોગથી ઝૂરીને મરૂં. ૧
તમ વિના મને ચેન ના કશું, તમ વિના હવે ક્યાં જઇ વસું;
મુજ તણું હવે શું અરે થશે, દિવસ દુઃખનાં શી રીતે જશે. ૨
સુખમહીં મને રાખી'તી સદા, નવ ગમ્યુંજ તે ના કર્યું કદા;
સુખજ માનતી હું સદા ખરે, દિન ન જાણતી દુઃખના અરે. ૩
ભૂલ ઘણી થતી હું થકી પતિ, ધીરજ તે સમે ધારતા અતિ;
નથી કરી તમે દુઃખીરે કદી, વચન રોષનાં મુખથી વદી. ૪
વિનય વેણુરે બોલતાં તમે, ધીરજ આપતાં દુઃખને સમે;
સરસ શુદ્ધ જે ધર્મ તે તણો, પિયુજી આપતાં બોધરે ઘણો. ૫
પજવતી ખરે મૂર્ખ હું ઘણી, સહન તે કર્યું સૌ તમે ધણી;
મધુર વેણને બોલીને પતિ, શીખ સુ આપતાં પ્રેમથી અતિ. ૬
મન ગમ્યાં સદા સુખ આપતા, અધિક પ્રેમથી દુઃખ કાપતા;
તમ વિના હવે કોણ હે પતિ, ધીરજ આપશે દુઃખમાં અતિ. ૭
અરર માતરે મૂકીને ગઇ, વડીલ બ્હેનરે સુખી તું થઇ;
સુખ તણા મ'ને દીન ના રહ્યાં, સુખ તણા વિધિ વાંકડા થયા. ૮
લલિત મુખની રાખ મેં કીધી, પતિ દઇ ગયા વૈધ્વની વિધિ;
લલિત મુખડું દૃષ્ટિએ તરે, મધુર વેણને ના ભુલું ખરે. ૯

વરસ ત્રણ્યની હુંજ જ્યાહરે, તજી મને ગઇ માત ત્યાહરે;
વરસ બારમે બ્હેન તું ગઇ, તુજ વિના પછી એકલી થઇ. ૧૦
મનથી તેહતો સૌ ગઇ ભુલી, પતિ તણે સુખે હું રહી ફુલી;
અરર વિધિરે વાંકડો થયો, સુખડું માહરૂં તું લઇ ગયો. ૧૧
દિલની હોંશ તો દીલડે રહી, પતિ વિના પડી એકલી અહીં;
ધીરજ સ્વામીજી કેટલી ધરૂં, તમવિના પતિ શું હવે કરૂં. ૧૨
સુખજ આપીયાં તે હવે દમે, તમ વિના હવે કાંઇ ના ગમે;
વરસ સોળતો ના પુરાં થયાં, વયજ જોબને ક્યાં મુકી ગયા. ૧૩
વચન મીઠડાં કોણ બોલશે, ધીરજ દુઃખમાં કોણ આપશે;
તમવિના, પતિ, કોઈના દીસે, ધીરજ આપવા સૃષ્ટિને વિષે. ૧૪
દિવસ કોઇરે નાજ જે કળ્યું, જીવન તેજ તો ધૂળમાં મળ્યું;
નહિજ સ્વપ્નમાં જેહરે હતું, મુજની દૃષ્ટિએ તે થયું છતું. ૧૫
અબલ નારને જગ્તની મહીં, પતિવિના કશે સુખરે નહીં;
શરણ આપજો રાધિકા પતિ, તમવિના નથી અન્યરે ગતિ. ૧૬

(૧૭)

પ્રિય તમે મ'ને મુકીને ગયા, તમ વિના જુઓ હાલ શું થયા;
વગર વાંકથી ઝુરીને મરૂં, તમ વિના કહો કેમ હું ઠરૂં. ૧
ઉજડ ક્ષેત્ર આ માહરૂં થયું, જગવિષે હવે સુખ ના રહ્યું;
વગર અગ્નિથી હું બળું અરે! થઇજ વ્યર્થ આ જીંદગી ખરે. ૨
મુજ તણા કહો દુઃખ ક્યાં કહું, જગ વિષે પતિ મારૂં શું લહું;
મન તણી સખે વેદનાહરે, નથીજ પ્રાણુરે એવું કો ખરે. ૩
જનની હોતતો ધીર આપતે, અધિક પ્રેમથી ઉર ચાંપતે;

કદીક બ્હેનડી હોતજો પતિ, ધીરજ આપતે દુઃખમાં રતિ. ૪
જગમહીં સખે કોઇનો ખરો, તુજ વિના નહીં અન્ય આસરો;
મુકી સખે અરે કયાં ગયા તમે, જગતમો વિના મુજને દમે.૫
કીડી પરે તમે કુંજરી ધરો, જીવનનો પછી કયાંથી આશરો?
અબળનારી હું દીનછું અતિ, તમ વિના હવે શું થશે ગતિ.૬
પય પીધું નથી જન્મી માતનું, સુખ દીઠું નથી કાંઇ લાડનું;
અધવચ્ચે તજી મુજને અરે, જનની પ્રેમને જાણુંના ખરે. ૭
હરખ રાખતી દીલડે ઘણાં, સુખ તું આપશે સ્વર્ગરે તણાં;
હરખ દીલનાં દીલડે રહ્યાં, અધવચ્ચે મુકી સ્વામિજી ગયા. ૮
ભર સમુદ્રમાં ઠેલીને મ્હને, જવુંજ ના ઘટે નાથ હે તને;
અધિક પ્રેમથી મુજને વર્યો, કદીજ હું પરે ક્રોધ ના કર્યો. ૯
સર્વદા મુખે બોલતો અરે, તુજ વિના કશું પ્રિય ના અરે;
વચન શું ભુલ્યો, પ્રેમી, હે પ્રભુ,
તજી તમે કહો શું દયા વિભુ. ૧૦
વગર વાંકથી શીદને તજી, સમજ મુજમાં કાંઇના હજી;
દિલ મહીં હતી હોંશ તો ઘણી, સરસ પ્હેરવાં ઓઢવાં તણી. ૧૧
મુખથી માગીયું આણી સૌ દીધું, મન કદી તમે દુઃખીના કીધું;
અરર તે હવે દેખીને બળું, તમવિના પતિ સર્વ શું કરૂં. ૧૨
ઘડી ભરે કદી દુર હું થતી, થતુંજ તુજને દુઃખડું અતિ;
મુજ તણા દુખે દુઃખી તું સદા, તું હરતો બધી મુજ આપદા. ૧૩
અરર લાડ સૌ ધૂળમાં મળ્યાં, તુજ વિના પતિ, સુખ સૌ ટળ્યાં;
દુઃખદ દોહલું કોણ તે લહે, અરર, કો હવે માહરી કહે. ૧૪

અધિક લાડતો તેં પ્રભુ કર્યો, નિમિષમાં પછી દુઃખડાં ભર્યાં;
રઝળતી મ્હને શીદ તેં કરી, નવ ઘટે ત્હને આમ હે હરિ. ૧૫
કદિક રોષથી જો તજી હતે, પડી પદે પતિ, સુખી હું થતે;
નર્થીજ રાખીયો કાંઈ તેં પ્રતિ, મનવવા તણો માર્ગ તો રતિ. ૧૬
બજર પાસ જો હોય તો અરે, મનવવા ઘણી રીત છે જ રે;
અખિલ વિશ્વમાં કયાં મળું ત્હને, સમજના પડે કાંઇ તે મ્હને. ૧૭
તુજ છતાં મતિ બાળ મુજની; સમજીના જરી સેવ તુજની;
નર્થીજ મ્હેં કરી સેવના રતિ, તુજ તણી નહીં જાણી મેં ગતિ. ૧૮
મુજ તણાં નહીં ધર્મ જાણુતી, તુજ તણાં નહીં સુખ શોધતી;
બહુજ તે સમે ધીરને ધરી, સમજ આપતો જ્ઞાનની ખરી. ૧૯
અધવચે ત્હમે તેહ સૌ તજી, શીદ ગયા અરે પ્રેમી કંથજી;
મુજ તણાં થતા દોષ જ્યાહરે, નહિજ આણુતા રોષ ત્યાહરે. ૨૦
વગર વાંકથી રોષ કાં ધરે, દિનજ દાસીને દુઃખી શું કરે?
નહિજ પ્રાણ હે આ ઘટે ત્હને, રઝળતી પ્રભુ મૂકના મ્હને. ૨૧

(૧૮)

તા. ૧૯-૧-૧૯૧૩.

પતિ ગયા તજી સ્વર્ગ લોકમાં,
મુકી મને અહીં સિંધુ શોકમાં;
પતિ વિના કશે ચેનના મળે,
વિધવ દુઃખ તે શી રીતે ટળે. ૧
પતિ વિના હવે શું અરે થશે;
દિવસ દોહ્યલાં શી રીતે જશે;

અરર ઓ પ્રભુ રે દયા કરો,
કરી કૃપા તમે દુઃખ તો હરો. ૨
લલિત મુખની યાદ થાય છે,
નયનથી અતિ અશ્રૂ જાય છે;
તમ વિના હવે કોણ તે લૂંછે;
સુખ દુઃખને કોણ તે પૂછે. ૩
વિસરૂં કેમ હું સુખ બહુ દીધાં,
અખૂટ વાંક તે માફ તેં કીધા;
મન ભાવતાં આપીયાં સુખો,
નહિ જાણુતી શું હશે દુઃખો. ૪
દીપક વ્યર્થ છે દિનને વિષે,
શરીર તેવું આ તું વિના દીસે;
વત્સવિના દીસે ગાવડી યથા,
પતિ વિના દીસે નારીઓ તથા. ૫
પતિ વિના કશે સુખતો નથી,
વિધવ દુઃખને શું કહું કથી;
દયાળુ દેવરે જરી દયા કરો,
દીન જાણીને દુઃખડાં હરો. ૬
કરૂં હું વિનતિ પ્રેમથી અતિ,
કર દયા પ્રભુ જગતના પતિ;
સુખ સૌભાગ્ય જે નારીઓ તણાં,
સતત રાખજો પ્રેમથી ઘણાં. ૭

## ( ૧૯ )

પ્રિય પતિ તમે ક્યાં ગયા અરે, તમ વિના બધું શુન્ય છે ખરે;
જગતમાં મ્હને ના કશું ગમે, રઝળતી કરી શીદ આ સમે. ૧
અઢળ તુજનો પ્રેમ સાંભરે, નયનથી અતિ આંસૂડાં ઝરે;
અતિ હતોજ જે સ્નેહ કાપીને, રઝળતી કરી શીદ આ સમે. ૨
જવ, પતિ, થયાં લગ્ન આપણાં, તવ હતો નહીં રોગ લેશમાં,
અધિક કાળજી રાખતા તમે, રઝળતી કરી શીદ આ સમે. ૩
જનક ઘેર જો હું કદી જતી, તમ દીલે ઘણી કાળજી, પતિ;
કદી કરો નહીં દૂર તે તમે, રઝળતી કરી શીદ આ સમે. ૪
દુખી જરા મને જોઈ ને, પતિ, નિજ દીલે થતી વેદના અતિ;
જગતમાંહી તે મુકી જતાં ગમે, રઝળતી કરી શીદ આ સમે. ૫

## ( ૨૦ )

( લલિત છંદ. )

લલિત મુખડું યાદ થાયરે, અધિક પ્રેમથી અશ્રુ જાયરે;
અથગ તો હરિ દુઃખ મોકલ્યું, પલક વારમાં સુખ સૌ ટળ્યું. ૧
મુજ અભાગીને ક્યાં તજી ગયા, મન વિષે વસી કેમ ના દયા;
તમ વિના પતિ શું હવે થશે, દિવસ દોહ્યલાં શી રીતે જશે. ૨
પતિ ત્રિભુવના ક્યાં અરે હશો, રઝળતી કરી ક્યાં હવે વસો;
તમ વિના પતિ શું હવે કરૂં, દિવસ રાત તો દુઃખી હું ફરૂં. ૩
વચન મીઠડાં કોણુ તે કહે, તમ વિના દયા કોણુ તે લહે;
અધવચ્ચે તજી સિંધુમાં તમે, મુજ તણું કહો કોણુ આ સમે. ૪
અરર ઓ પ્રભુ કોપ શો કર્યો, દીન વિષે તમે રોષ શું ધર્યો;

સહન હું હવે કેમરે કરૂં, ધીરજ કેટલી હું હવે ધરૂં. ૫
વરસ ત્રણ્યની બાળકી હતી, સમજ ના મળે, ના મળે મતિ;
અધિક વ્યાધિને રોગ તો દમે, તજી ગઈ મુને માત તે સમે. ૬
મુજ તણી હતી બ્હેન મ્હોટી તે, વરસ પાંચની તે સમે ખરે;
લઘુ હતી વયે એવાં જે સમે, જનનીનાં દુઃખો કેમ ના દમે. ૭
ધીરજ તે સમે ધારીને રહ્યાં, જનની વ્હાલીને વિસરી ગયાં;
વય કંઇકરે બ્હેનની થઈ, પરણી તેહ તો સાસરે ગઇ. ૮
અતિ બુરો પછી તાવ આવીયો, ત્રણજ માસમાં કાળ લાવિયો;
પડી હું એકલી બ્હેન ના વિના, દિવસ તેહની શું કહું બીના ૯
વરસ બારની બાળ હું હતી, નવ મળે કંઈ ઊંડીરે મતિ;
સુખતણે સમે બ્હેનીએ તજી, તદપી મેં ઘણી ધીરને સજી. ૧૦
વરસ એકરે તેહને થયું, તમશું માહરૂં લગ્ન તે થયું;
વરસ તેરની તે સમે હતી, અધિક માંદી ને ના મળે ગતિ. ૧૧
ધીરજ તે સમે ધારીને ઘણી, કિધીજ ચાકરી મુજની ઘણી;
પતિ તમે કદી ક્રોધ ના કર્યો, મુજ પરે કદી રોષ ના ધર્યો. ૧૨
રડતી બ્હેનને યાદરે કરી, ધીરજ તે સમે આપતા ખરી;
મુજ તણા થતા વાંક તે ઘણા, ભુલતણી હતી નહિ અરે મણા;
વચન તે સમે પ્રેમનાં કહી, મુજ ભુલો તમે સર્વરે સહી. ૧૩
છ મહિના લગી ચાકરી કરી, પતિ તમે નહીં આળસ્યા જરી;
કંઈક સારી હું તે પછી થઇ, નવ હું જાણતી દીન આ કંઇ. ૧૪
અરર, સ્વામીજી, સારી શું કરી? અધ વચ્ચે તમે દુઃખમાં ધરી;
વરસ સોળતો ના મ્હને થયાં, લગ્નને હજી ના અઢી ગયાં. ૧૫

ધર્યો હતી પતિ ઉરમાં દયા, મુકી કહો તમે ક્યાં જઇ રહ્યા;
નહિ મ્હને કદી વેગળી કરો, ભુલી જઈ બધું ક્યાં તમે ફરો. ૧૬
કઠણ કાળ તું ક્રૂર છે અતિ, ક્યાં લઇ ગયો માહરો પતિ;
અરર ઓ પ્રભુ શું હવે થશે, દિવસ આ કહો શી રીતે જશે. ૧૭

## ( ૨૧ )

## પ્રીતિ–સ્મરણ.

( છંદ તોટક. )

અરવિંદ મુખી સખિ પ્રેમી અતિ, પળ એક મહીં કરી ક્યાંય ગતિ;
કમળાકર[૧] બુદ્ધિ તણીજ હતી, સખિ સ્વર્ગ વિષે કરી કેમ ગતિ. ૧
પરિતુષ્ટ દિસે તુજ મુખ સદા, નહિ રોષ દિઠો તુજ દીલ કદા;
મધુવેણ સદા મુખથી વદતી, ધરણીધરને પ્રીતથી ભજતી. ૨
દુખહારી સખી સલુણીજ ઘણી, નય વાળી'તી વૃત્તિઓ તું જતણી;
મુખથીજ સદા પ્રભુ નામ લીધાં, કુળ ઉજ્વળ તેં સખિ ત્રણ્ય કીધાં ૩

## ( ૨૨ )

પ્રિય બ્હેન હતી મુજ પ્રાણ સમી, તુંજ સાથ સદા સુખથી જ રમી;
મધુ વેણ સદા મુખથી વદતી, બહુ લાડ ખરે મુજનાં કરતી. ૧
કદી રોષ થકી તુજ સાથ લડી, નહિ રોષ દિલે તુજનેજ ઘડી;
રમવું જમવું મુજ સાથ સદા, દુર ના કરતી મુજને જ કદા. ૨
મુજ દુઃખ થકી બહુ આંસુ ભરે, ધરતી અતિ પ્રેમ સદાય ખરે;
પ્રિય બ્હેન કહે ભુલું કેમ બધું, તુજ સંગ સદા બહુ સુખ લીધું. ૩

---

૧. સરોવર.

નહિ સુખ કદી પર સાથ રમો, નહિ પ્રેમ કશે પ્રિય બ્હેન સમો;
ગયું બાળ સદા બહુ પ્રેમ મહીં, ભૂલવાં ચહું તોય ભુલું જ નહીં.૪
ઘડીમાં રમતાં, ઘડીમાં ફરતાં, ઘડીમાં હસતાં, ઘડીમાં લડતાં;
લડીયે સુખથી પણ સ્નેહ મને, ઘડી એક કદી નહિ રોષ દીલે. ૫
થઇ મોટી અને તુજ લગ્ન કર્યા, મુજ નેણમહીં તવ આંસુ ભર્યા;
પડી એકલડી સમજી રડતી, તવ ધીર દીધી મુજનેજ અતી. ૬
ભુલું કેમ બધું પ્રિય બ્હેન અરે, મુજ નેણ કને સહુ તેહ તરે;
મુજ નેણ રડે સહુ યાદ થતાં, ગયું સુખ બધું તુજ પ્રાણ જતાં. ૭
પ્રિય બ્હેન બધાં સુખ યાદ કરૂં, ગુણ યાદ થતાં બહુ દીલરડું;
પરણી ત્રણ માસ સુખેજ રહી, (પછી) મુકી તું અમને જઈ ક્યાં
જ રહી. ૮
તુજ આત્મ ગયો ઉડી સ્વર્ગ ભણી, સખિ, ભસ્મ થઈ તુજ દેહ તણી;
રડતાં રડતાં નીર નેણ થકી, ખૂટશે પણ તું ન મળેજ નકી. ૯
ખરૂં સુખ મળ્યું તુજનેજ સખિ, બહુ જીવનમાં નહીં સાર નકી,
સમજું, પણ જોરજ પ્રેમ તણું, ન ભુલાય ઘડી તુજ હેત તણું. ૧૦
તુજ આત્મ સદા સુખ શાંતિ મહીં, સુખ ભોગવજો પ્રભુ પાસ રહી;
અમ અશ્રૂ ત્હને દુઃખ નાજ કરો, પ્રભુ પ્રેમ થકી તુજ હાથ ધરો.૧૧



## ( ૨૩ )
## પ્રણય પ્રભુની પ્રાર્થના.

ઇંદ્રવજ્રા.

આ પ્રાણના માલક સ્વામી મ્હારા, આ દેહના પાલક દેવ પ્યારા;
સાચું ગણું છું શરણું પતિનું, બીજું નથી આ જગમાં ગતિનું. ૧
આવી, પ્રભુ, હું શરણે તમારે, ત્હારા વિના કોઈ નહીંજ તારે;
દાસી, પ્રભુ, છું દીન હું તમારી, લેજો પ્રીતે સ્વામી, તમે ઉગારી. ૨
ભૂલો કરૂં હું અતિશે જ ભારે, માફી દીયો છું શરણે તમારે;
મંદીર હૃદયા રૂપી આ તમારૂં, એમાં ન જાણું તલભાર મારૂં. ૩
ભાવે ભરો જ્ઞાન તમેજ તેમાં, દિસે ભલું, સ્વામી, અમારૂં જેમાં;
સોપ્યું પ્રીતે અંતર આ તમોને, દેવા, ઉગારો પ્રીતથી અમોને. ૪
દાખો પથો સ્વર્ગ તણા સદાયે, ઇચ્છો નહિ સ્વામિ, બુરૂં કદાયે;
શોભે સુ ભક્તિ થકી મુજ કાયા, ત્હારી કૃપાયે ન રહે જ માયા. ૫
ત્હારાં વિના આ જગનાં સુખો જે, જાણું સદા દુઃખ દિલે, પતિ તે;
મ્હારી મતિ નાથ બહુજ થોડી, સુણો કરૂં વિનતિ હાથ જોડી. ૬
દાસી તણા દોષ અનેક થાયે, જોશો નહીં નાથ તમે કદાયે;
ક્ષમા કરો વાંક થયાં જ મ્હારાં, ઉગાર આવી શરણે છું દારા. ૭

## ( ૨૪ )

વસંત તિલકા.

સેવું પ્રીતે ચરણુ તુજ તણા સદાયે,
વ્હાલા ઘડીભર ન ભૂલું ત્હને કદાયે;
સ્વામી ત્હમે મુજ તણાં, અતિશે દયાળો,

ઉગાર આવી શરણે તુજને કૃપાળો. ૧
ત્હારા વિના જગ તણાં સુખ સર્વ ખોટાં,
ત્હારા વિના તૃણ સમા અમરેશ મોટા;
આ દેહના પ્રિય પતિ મુજ પ્રાણ પ્યારા,
ત્હારી ગતિ અકળ છે જગ માંહિ, વ્હાલા. ૨
કાયા ધરી ચરણ તુજ તણાં ન સેવે,
માયા મહીં વરસ સર્વ ગયાં જ નેવે;
ધારી ઉરે તુજ છબી, પ્રિય પ્રાણ પ્રીતે,
દોષિત થાઇશ નહીં ધરીં અન્ય ચિત્તે. ૩
છે દેવનો દેવ મુજ તું જગમાંહિ સાચો,
ત્હારા વિના અવર છે સહુ પ્રેમ કાચો;
દાસી ગણી નિજતણી, પ્રીતથી ઉગારો,
વ્હાલા હવે ઝટ ત્હમે મુજ બાંહ્ય ઝાલો. ૪

## ( ૨૫ )

### દોહરા.

માગું પ્રભુ અતિ પ્રેમથી, પૂરો મનની આશ;
પતિવ્રતા કરજો સદા, હું છું તમારી દાસ. ૧
દયાસિંધુ દિનનાથ હે, સાંભળજો મુજ વિનતિ;
સદ્‌ગુણને આપો હરિ, વળી આપજો શુભ બળ નીતિ. ૨
સતી કરો મુજને હરિ, દિયો હિંદની સેવ;
વિનતિ વારંવાર હું, કરજોડી કરૂં દેવ. ૩

પૂરો આશા મન તણી, આપોજી શુભ ટેક;
નિજ ધર્મ રાખીને સદા, ભજું તુજનેજ હું એક. ૪

અનેક અપરાધો કરૂં, કરો ક્ષમા ક્ષમાનિધિ;
હિંદ યોગ્ય નારી બનું, આપો સદા એવી સુધી. ૫

( ૨૬ )

## પતિને ભજવા વિષે.

નાગિણી સ્વરૂપ છંદ.

ધરો સખી પતિ ચિતે, ભજો સદા બહુ પ્રીતે;
તજો સહુ જુઠી રીતિ, ધરો સદા રૂડી નીતિ. ૧
સતી તણી નીતિ સુણો, સતી તણાં ધરો ગુણો;
પતિ વિના બીજું તજો, પતિ સુખે સુખી થજો. ૨
પતિમહીં સુખો લહો, નહીં સુખે બીજું કહો;
જુઠાં સુખો બધાં લહું, પતિ વિના જુઠું સહુ. ૩
પતિ તજી બીજું ભજે, પ્રભુ ખરે બહુ ખીજે;
કહ્યું કરો પતિ તણું, સુખી થશો ત્હમે ઘણું. ૪
પતિ તજી ત્હમે બહુ, કરો વ્રતો જુઠાં સહુ;
નહીં સુણો કહે પતિ, થશો દુખી તમે અતિ. ૫
પતિવ્રતા થજો ત્હમે, સુખી થશો સહુ સમે;
ભલે વ્રતો ત્હમે તજો, પતિ પ્રભુ પ્રીતે ભજો. ૬
જુઠી તજો તમે વ્યથા, દુ:ખી પરે ધરો કૃપા;
નહીં રૂઠે કદી પ્રભુ, ખુશી થશો સદા વિભુ. ૭

( ૨૭ )

## આર્ય બ્હેનોને વિનંતિ.

લલિત છંદ.

લલિત બ્હેનિયો, આર્ય સુંદરી, વિનતિ સૂણજો શુભ માહરી;
ઘણીક શ્યાણીઓ હિંદની સતી, રિઝવતી જુઓ પ્રેમથી પતિ. ૧

સતત તેહનાં ગુણ જો ધરો, અધિક પાપને કષ્ટથી તરો;
ગુણ રૂડા હતા જાનકી તણા, દુઃખ આપિયાં રાવણે ઘણાં. ૨

ભીમક પુત્રીને સ્વામીએ તજી, ધીરજ ધારીને ઈશને ભજી;
સત્યવાનની પત્ની સાધવી, યમથી નાથને લાવી છોડવી. ૩

બીજી બહુ વળી નારીઓ થઈ, સેવી સ્વામીને સ્વર્ગમાં ગઇ. ૪

શુભ ગુણો સખી અંતરે ધરી, સુખી પિયુજીને પ્રેમથી કરી;
સુખી થશો ત્હમે હિંદની સતી, આશીઃ આપું છું શુદ્ધ ભાવથી. ૫

( ૨૮ )

## ગઝલ ગરબો.

સુણો સહુ વિનતિ મ્હારી, અહો મુજ હિંદની નારી.
પ્રિયે બ્હેની સખી પ્યારી, હૃદય લેજો ઉતારી;
સુણીને શીખ તો સારી, પતિવ્રત રાખજો ધારી. ધ્રુવ.

( સાખી )

શ્યાણી, જુઓ, સતીવરા, સીતા સુંદર રૂપ;
કષ્ટ કેવાં ભોગવ્યાં, ધારી ધીર અનુપ.

ગુણો તેનાં ઉરે ધારી, અહો મુજ હિંદની નારી,
થજો સ્યાણી તમે એવી, થઈ સીતા સતી જેવી;
પ્રભુને પ્રેમથી સેવી, રૂડી માગો મતિ તેવી. સુણો. ૧

( સાખી )

દમયંતી સતી થઇ, ભીમક તનયા સાર;
વનમાંયે પતિએ તજી, કરીને નિર–આધાર.

છતાં કેવી ધીરજ ધારી, અહો મુજ હિંદની નારી.
સાવિત્રી સતી કેવી, થઈ તારામતી તેવી;
વળી ગિરિજા જુઓ કેવી, ધરો બુદ્ધિ સહુ તેવી. સુણો. ૨

( સાખી )

પ્રભુ પાસે નિત્ય માંગજો, જોડીને બે હાથ;
શીલ બળ આપો સર્વદા, દીન તણા હે નાથ.

મતિ નિર્મળ કરો મ્હારી, થઉં હિંદ યોગ્ય હું નારી.
પતિ પર કરૂં અતિ પ્રીતિ, રૂડી રાખું વળી રીતિ;
સદા ધારૂં જ સુનીતિ, જઉં ત્રિભુવન તો જીતી. સુણો. ૩

## ( ૨૯ )

## ગરબો.

બ્હેનિયો, ધરો સદ્ગુણ શણગારનેરે,
પતિવ્રતા થઇ, ભજજો પ્રાણાધાર— બ્હેનિયો.

સાખી.

સુખ દુઃખ બેઉમાં સખી, રાખો પતિવ્રત ટેક,
કષ્ટ પડે બહુધા કદી, તોય તજો ન વિવેક.

તન મન ધનથી સર્વે સેવો પતિરે,
દીપે આલોકે આપણો આ સંસાર— ब्हेनियो. १

સાખ.

અનેક તીર્થો કરીએ કદી, કરીએ વ્રત ઉપવાસ;
પતિ ભક્તિ વિના થશે, એ સર્વે ઉપહાસ.

તેથી પતિવ્રતાનાં ધર્મો ઉર લાવીનેરે,
સેવો પ્રીતે પતિને વિનવું સહુ નાર— ब्हेनियो. २

( ૩૦ )

## ગૃહિણી કર્તવ્ય.

બ્હેનો, ગૃહિણી એટલે શું?

( દોહરા )

ગૃહિણી લક્ષ્મી ઘર તણી, દેવી સ્ત્રીને રૂપ;
ગૃહિણી ઘરની રાણીઓ, સુખકારી અનુપ. ૧

પણ આ પદ કેવી સ્ત્રીને ઘટે?

ગૃહિણી તેને જાણવી, પતિવ્રતા જે નાર;
ગૃહ કાર્યમાં તત્પર સદા, સદ્‌ગુણનો ભંડાર. ૨
શીખે કાર્ય સહુ પ્રીતથી, નારીનાં જે અનેક;
નિજ ધર્મ પાળે સર્વદા, રાખી મને વિવેક. ૩

ગૃહકાર્યઃ–

પ્રભાતમાં વ્હેલી ઉઠી, પતિ દેવનું મુખ જોય;
કરે પછી ઘર કામ જે, વાસી રહેલું હોય. ૪

સુઘડતાઈને સ્વચ્છતા, રાખે શ્યાણી નાર;
ઉપજે આનંદ રે'નારને, જેથી મને અપાર. ૫
વાસી કામ આટોપીને, કરે પછી તે સ્નાન;
મનને સ્થિર રાખી કરી, ભજે પ્રીતે ભગવાન. ૬

( ચોપાયા. )

રસોઇ રૂડી સંધીને, પ્રીતે જમવા બોલાવે;
પિરસે પાત્રમાં પ્રેમથી, જેને અન્ન જે ભાવે. ૭
ભોજન પીરસતાં સદા, અદકી પ્રીતિ દાખે;
માત સમાં હેતે ભર્યાં, વચનો મધુરાં ભાખે. ૮

( દોહરા. )

ગૃહ કાર્ય કર્યા પછી, કરે હુન્નરનાં કામ
ઠઠ્ઠા મશ્કરીને દુર્ગુણો, કરે દૂર તમામ. ૯
ભરતી, ગુંથતી, શીવતી, જેમાં કળા અનેક;
વાંચતી, લખતી, ગાવતી, જેમાં વધે વિવેક. ૧૦
મધ્યાહ્ને હુન્નર શીખતી, સંધ્યા પ્રભાત ગૃહકામ;
સર્વ કર્મ ઉપાડીને, સંતોષતી આપ્ત તમામ. ૧૧
આ સર્વ તો નારી તણાં, કહ્યાં ગૃહનાં કર્મ;
હવે વર્ણવો ઘટે, સ્વજન પ્રતિ જે ધર્મ. ૧૨

પતિ પ્રતિ ધર્મઃ-

સ્વામીની સેવા કરે, આજ્ઞા ધરે, હરનીશ;
મધુરાં વચન ઉચરે સદા, નમાવીને નિજ શીશ. ૧૩

અપમાન કરે ના પતિ તણું, પ્રાણ જતાં ગુણી નાર;
પડે કદાપી કષ્ટ પણ, રાખે પ્રીત અપાર. ૧૪
સીતા, દમયંતી તણાં, લઈને શુભ દૃષ્ટાંત;
વિન કારણ અપમાને છતાં, રાખે નિજ મન શાંત. ૧૫

કુટુંબી પ્રતિ ધર્મ:-

સાસુને માતા ગણે, સસરા બાપ સમાન;
દિયર જેઠ બંધુ ગણી, સદા સંભાળે માન. ૧૬
દેરાણી, જેઠાણી પ્રતિ, વદતી પ્રીત વચન;
નણદી બ્હેન સમા ગણી, સંતોષતી તે મન. ૧૭
કુટુંબી સરવે બાલુડાં, ગણી પોતિકાં બાળ;
દુભવે નહીં કોઈને કદી, સમજી સરે જંજાળ. ૧૮

શિયળ વ્રત:-

શિયળ વ્રત ન તજે કદી, નારી સદ્‌ગુણી હોય;
સ્વપ્ને પણ કુદૃષ્ટિથી, પર નરને નવ જોય. ૧૯
પતિ વિણ અન્ય પુરૂષને, જાણે પિતા સમાન;
શિયળ સંભાળે પ્રીતથી, કુળનું ધરી અભિમાન. ૨૦
શિયળ ભૂષણ નારીનું, શિયળ શુભ શણગાર;
શિયળ રૂપ નારી તણું, શિયળ સુખ કરનાર. ૨૧
શિયળ વિનાની નારીને, કહે જગ ધિક્કાર;
શિયળ સંભાળને છોડતાં, કોપે જગ કિરતાર. ૨૨
એવું મનમાં સમજીને, પાળે શીલ શુભ રીત;
પતિ-પ્રભુની ભક્તિ કરે, આણીને ઉર પ્રીત. ૨૩

આવી ગુણવંતી વિપ્રે, ઘટે દેવોનું માન;
આવી ગુણવંત નારીને, સાક્ષાત લક્ષ્મી પ્રમાણ. ૨૪

## ( ૩૧ )

## માતા.

ભૂજંગ પ્રયાત.

સુતી પારણે બાળ હું છેક છોટી, જનેતા મને પાળીને કીધ મોટી;
દુખી જાણીને સર્વથા દુઃખી થાતાં, ભુલું કેમ આભાર કો'એજ માતા. ૧
ઘણાં દુઃખ વેઠયાં તમે મુજ કાજે, ગણી મુજને પ્રાણ જેવી સદાજે;
ધરી ધીરને કીધરે સુખ સાતા, ભુલું કેમ આભારકો' એજ માતા. ૨
ઉછેરી ઘણાં પ્રેમથી મોટી કીધી, મને લાડમાં શીખ તે રૂડી દીધી;
તમે પ્રેમ રૂપી મને પાઈ સુધા, ભુલું કેમ આભારકો' એજ માતા. ૩
નથી માતના જેવું કો સુખ દેવા, નથી માતના જેવું કો 'મારી' કેવા;
નથી માતની જેમ કો દુઃખી થાતાં, કીધી ઇશ તેં પ્રેમની મૂર્ત્તિ માતા.
ભુલું કેમ આભાર કો' એજ માતા. ૪



## ( ૩૨ )

## નિર્દોષ રમતો રમવા વિષે.

છંદ તોટક.

રમતો રમવી નિરદોષ સદા, કરવાં નહિ ખેલ સદોષ કદા;
વડીલો સહુને પ્રીતથી નમવું, કરી ખેલ રૂડાં સહુને ગમવું. ૧
સુણજો વચનો કરી વ્હાલ ઘણું, મન ના દુભવો પિતુમાત તણું;
ધરી રીત રૂડી મનડાં ભિંજવો, વડીલો સહુને પ્રીતથી રિઝવો. ૨

## ( ૩૩ )

## સાચું બોલવા વિષે.

છંદ ભુજંગી.

અહો બાળકો વેણ સાચા સુભાખો,
સદા પ્રીતથી રીત રૂડી જ રાખો;
જુઠું બોલતાં સૌ વડીલો ખીજાશે,
ઘણી હાંસી તો લોકમાંહિ ગવાશે. ૧

ભરોંસો કરે ના કદી લોક સારા,
વળી રૂંઠશે જુઠથી દેવ પ્યારા;
વદી તેહ માટે સદા સાચી વાણી,
રિઝે તેહથી દેવ જો પ્રેમ આણી. ૨

## ( ૩૪ )

## ભણવા વિષે.

છંદ દોધક.

ભાવ કરી ભણીંએ નિત બાળા, હોંસ થકી જઇએ શુભ શાળા;
શારદ માત ભજે સુખ થાશે, સૌ જગ માન દઈ જશ ગાશે. ૧
જો ભણતાં તન આળસ ધારો, દુઃખ તણો ન રહે કદી આરો;
હોંસ થકી ભણજો નિત ભાવે, જે થકી સર્વ સુખો બહુ આવે. ૨



# પ્રકીર્ણ.

## ( ૩૫ )

## દુઃખી સખીને દિલાસો.

લલિત છંદ.

લલિત બ્હેનીં તું શાણી છે ખરી, ધિરજ ધારને દુઃખમાં જરી;
હિમત રાખને કષ્ટ તો જશે, દિવસ સુખનો કાલ આવશે. ૧
નહિ ટકે સદા દુઃખરે કદી, નહિં રહે સુખો શું કહું વદી;
ધૂપ અને શિળો જેમ રે ફરે, સુખ દુખો સખી તેમ રે કરે. ૨
જન ઘણા સખી દુઃખીરે દિશે, નથીં સુખો જરી જગ્તને વિષે;
મન વિચારીંને ધીરને ધરો, શિખ સુ માનીંને શાંતિ રે કરો. ૩

## ( ૩૬ )

## સત્ જવા થકી થયેલી હાનિ.

લલિત છંદ.

અરર દેશિયો, શું જુઓ થયું, સરવ સુખડું આપણું ગયું;
સત જવા થકી સંપ તો ગયા, સત જવા થકી રાજના રહ્યાં. ૧
સત જવા થકી માન બી ગયું, સત જવા થકી તેજ ના રહ્યું;
અસતથી જુઓ લાગણી ગઈ, નથીજ કોઇને કોઇની રહી. ૨
અસતથી બહુ લોભ વાધિયો, અધિક લોભથી ક્રોધ જાગિયો;
ઘરતણાં સહુ સંપ તો ગયાં, અસતથી બધે કલેશીરે થયા. ૩
નથીજ સંપરે સ્વામીં નારમાં, નથીજ સંપરે માત બાળમાં;
સરવ સંપ તો આપણા ગયા, અસતનાં બધે ઝેર વાધિયાં. ૪

(સુંદરી સુબોધ, જુલાઇ ૧૯૧૪.

## ( ૩૭ )

## અભણુ અવતાર.

### ગરબો.

( રાગ-સખી કર્મગતિ મ્હારી, મુજ જીંદગી દુઃખિયારી. )

શું કહું કર્મ-ગતિ મ્હારી, થઇ જીંદગી દુઃખિયારી. ટેક.
બાળપણામાં ભણતાં મુજને, આળસ વાધ્યું અપાર,
હવે પસ્તાઉં અપરંપાર, જશે કેમ અવતાર,
કરૂં શું કિરતા—ર. શું કહું. ૧
સાસરે જાતાં સુખ નહીને, પિયરમાં નહિ માન;
બની દુઃખી હું આમ, થઇ છેક નાદાન,
કરૂં શું ભગવા—ન. શું કહું. ૨
ભણી સખી સૌ ગ્રંથો વાંચે, ધરતી સતી ગુણ ધ્યાન,
રાખ્યાથી અભિમાન, રહી છેક અજ્ઞાન,
ગઇ મુજ સા—ન. શું કહું. ૩
સરખી સખી મુજ સ્યાણી તણો, નિરખી ઘર સંસાર,
થાઉં દુઃખી અપાર, ભણી ના લગાર,
કર્યો અફળ અવતા—ર. શું કહું. ૪
દુઃખી હું માત પિતા તણે, પેટ પડી પાષાણ;
અરે મુજ પ્રાણ, જીવે શું કામ,
લાગે કાળ સમા—ન. શું કહું. ૫
અંતર્ અગ્નિ મુજને થયો, નયણે આંસુ ધાર;
બગાડયો સંસાર, બળ્યો અભણુ અવતાર,
અરે કિરતા—ર. શું કહું. ૬

## ( ૩૮ )

## અન્યોક્તિ.

મનહર છંદ.

કાગ કહે આ સમામાં, કાળાં અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પશુ, પક્ષી, મનુષ્ય અપાર છે;
પોપટનો કંઠ કાળો, મોર તણા પગ કાળા,
મનુષ્યને શિર વાળ કાળા તણો ભાર છે;
વાનરનું મુખ કાળું, ગાયનું છે પુચ્છ કાળું,
વાઘ તણે અંગે કાળાં, પટાઓ તમામ છે;
સૂણી શિયાળ કહે, અન્યનું તો એક કાળું,
આપનું સરવ જુઓ, કોયલા સમાન છે. ૧

( સુંદરી સુબોધ. )

## ( ૩૯ )

## મોહવશ માનવી.

લલિત છંદ.

મુરખ માનવી રંગમાં રમે, પ્રભુતણી રતિ ભક્તિ ના ગમે;
પ્રભુ તણું નહીં નામ ઉચ્ચર્યો, તુજ તણો કહે સ્વાર્થ શું સર્યો. ૧
તન ધને સદા મોહીં શું ફરે, મન વિષે વળી ગર્વ કાં ધરે;
જગમહીં નથી કોઇ તુજનું, વચન માન તું સત્ય મુજનું. ૨
ધન ન આવશે તુજ સંગમાં, શીદ રહે અરે મોહીં રંગમાં;
મુરખ ઉરમાં હર્ષ શું ધરે? સરવ સ્વાર્થનાં છે સગાં ખરે. ૩

તન તણાં બહુ રક્ષણો કરે; રૂપ સુ જોઇને ગર્વને ધરે;
તુજ તણો નથી દેહ આ રૂડો, શીદ ધરે પછી ગર્વ તું કુડો ? ૪
તન ગણેજ તું તાહરૂં અરે, મુકી અહીં જવું એહને ખરે;
તવ પછી કહે સાથ શું થશે ? શીદ કરી કુડાં કર્મ તું હસે ? ૫

( ૪૦ )

## આશા.

શિખરિણી.

અરે આશા ઘેલી, શીદ તું પજવે સર્વ જનને ?
નવા તુરંગોથી, નજ મુઝવ તું રંક મનને;
ખરે તું ભૂખાળી, રતિભર નહીં તૃપ્તિ તુજને,
અરે તું રાક્ષસણી, અવગુણ વદું શું તુજ કને ? ૧
અરે આશા તું તો, અતિશય ઉરે લોભ કરતી,
મળે માગ્યું તોએ, નથીજ જરીએ શાંતિ ધરતી;
દીયે દુઃખો ભારે, ગૂઢ રીત થકી અંતર વસી,
અરે પાપીણી તું, નથીજ ધરતી લાગણી કશી. ૨

( ૪૧ )

## સંસાર.

નથી સારરે સંસાર અસાર આળરે,
ધરી ગર્વ જૂઠ પ્રાણિ તું શીદને ફરે;
કરી મારૂં મારૂં તું શીદ માનમાં ભમે,
બધે સ્વાર્થના વિના ન કાંઈ જગે રમે. ૧

## ( ૪૨ )

## લોભ.

મળે પાંચ તો તુજ ને દશની ઈચ્છા થાએ,
મળે બંગલા વાડિ તો પણ ના સંતોષાએ;
બધાં જગતને દુઃખમાં તુંજ પાપીયો નાંખે,
અરે લોભ મેલા તને જ્ઞાની ન કદી રાખે. ૨

## ( ૪૩ )

## સાસરે જતી બ્હેનને શિખામણ.

( પ્રેમવતી ઝુલાવે પારણું, ઝુલે ધર્મ કિશોર —એ રાગ. )

બ્હેની, સોંધાવ તું સાસરે, સિદ્ધ કર શુભ કામ,
ત્યાં સુ રીતે તું ચાલજે, જપતી હરિનું નામ- બ્હેની. ૧
સાસુને પાયે તું લાગજે, પ્રીતે જોડી નિજ હાથ,
મોટાની આજ્ઞાઓ પાળજે, કરજે કહે તે નાથ- બ્હેની. ૨
ગૃહ તજી ન જાવું બારણે, કારણ વિના લગાર,
નહીં કહિએ તું રોષથી, કરતી વચન ઉચ્ચાર- બ્હેની. ૩
સ્વામીની આજ્ઞાઓ પાળજે, અર્પી તન, ધન, કાય,
સર્વેને રાજી તું રાખજે, (જ્યાં સુધી) રહે જીવ દેહમાંય-
બ્હેની. ૪
સંપી સર્વદા ચાલજે, સરવે કુટુંબીઓ સાથ,
વેણ મધુરાં બોલજે, પ્રીય પતિની સંગાથ- બ્હેની. ૫

## ( ૪૪ )

## કરમાયલા પુષ્પને.

(તોટક છંદ.)

કરમાયું સખી મુજ પુષ્પ અરે, પ્રિય પુષ્પ વિના દુઃખી હું જ ખરે;
બહુ પ્રિય હતું સજની મુજને, બહુ સારૂં હતું કહું શું તુજને. ૧
બહુ કોમળતા સખીં તેહ તણી, હરતાં ફરતાં મન એહ ભણી;
નહિ અન્ય અરે કંઈ પ્રિય મને, કરમાવું ઘટે નહિ પુષ્પ તને. ૨
હરતી ફરતી, તુજ પાસ સદા, નહિ રોષ થયો તુજનોજ કદા;
નિરખી તુજને સહુ દુઃખ જતાં, મુજ ઉર વિષે બહુ સુખ થતાં. ૩

## ( ૪૫ )

## "સુંદરી સુબોધ"ને અભિનંદન.

ગઝલ.

ઘણું રૂડું માસિક તું અમને, પ્રાણ સમ પ્યારૂં છે;
હે "સુંદરી–સુબોધ" તું ખરેખર, નૂર અમારૂં છે. ૧
અત્યુત્તમ લેખની સાથે, સુચિત્રો નેય આપે છે;
જે વાંચી નીરખી દિલમાં, ઉમંગ વિશેષ વ્યાપે છે. ૨
શુભ શિક્ષણથી હમેશ, અજ્ઞાનતાને કાઢે છે;
પ્રીતે બોધ આપીને, જીવે આનંદ પૂરે છે. ૩
નાર્યુપયોગી લખીં લેખો, મૂર્ખતાને ય કાપે છે;
કરજે એવા સદાયે કામ, અંતર્ આશીશ આપે છે. ૪

( ૪૬ )

## ભાઇને શિખામણ સાથે આશીર્વાદની પ્રાર્થના.

( શિખરિણી છંદ. )

અહો વ્હાલા વીરા, વચન મુજના અંતર ધરો,
કરી કાર્યો સારાં, સુખમય ત્હમે જીવન કરો;
મતિ રૂડી ધારી, દિન જન તણા દુઃખ હરજો,
વળી પાપો કાપી, જગતપતિમાં પ્રીત ધરજો. ૧
સદા પૂરો આશા, મુજ દિલ તણી યાદવપતિ,
કરો આયુ દીર્ઘ, વીર મુજતણાની શુભ મતિ;
પ્રીતે માંગું હું તો, દિન અબળ બાળા નમી નમી,
પ્રભુ ધારૂં હોંસો, સુખ વીરનું જોવા મન ઘણી. ૨

( ૪૭ )

## ભારત-સ્તુતિ.

ભૂજંગ પ્રયાત.

અહો હિંદ વીરા તમે આમ આવો,
રૂડી માતને આજ પ્રેમે વધાવો;
વળી હિંદ બ્હેની તમે પ્રીત ધારી,
નમો માત જે હિંદ ભૂમિ તમારી. ૧
ધરો માન દીલે તમારી ભૂમિનું,
લહો શુભ્ર છે સ્થાન ઋષિ મુનિનું;
ગણો હિંદ માતા તમે પ્રાણ પ્યારી,
નમો માત જે હિંદ ભૂમિ તમારી. ૨

અતિ પકારો કીધા હિંદ માતે,
લહો દીલમાં તે તમે સૌ સજાતે;
ભુલો ના તમે માત જે ખૂબ સારી,
નમો માત જે હિંદ ભૂમિ તમારી. ૩
કરે ઉત્તરે નાથ બદ્રી સુરક્ષા,
વળી પૂર્વમાં છે જગન્નાથ ઈશા;
વસે દક્ષિણે દેવ ગંગાજી ધારી,
નમો માત જે હિંદ ભૂમિ તમારી. ૪

( ૪૮ )

## રાવણ–મંદોદરી સંવાદ.

મંદોદરી— ( અનુષ્ટુપ. )

પ્રાણ પતિ સુણો ત્હમે, પ્રીતે કરૂં હું વિનતિ;
રાઘવને સતી આપો, જેથી રીઝે જગત્પતિ. ૧
જનક તનયા આપી, રામને ચરણે નમો;
વિરોધ વેગળો મૂકી, મહેલમાં સુખે રમો. ૨

રાવણ— ( છંદ ભૂજંગપ્રયાત. )

સુણી વેણુ આવાં મને લાજ આવે,
લહું સાચું હું નારીઓ મૂર્ખ કા'વે;
નહીં આપું હું પ્રાણુ જાતાં સુ રામા,
વદે શીદને વેણુ તું આમ વામા. ૩

મંદો૦— (નારાચ છંદ.)

ઘણાજનો કહે પતિ, થશે અમાં ખરે કુડું,
દીયો સીતા સતી ફરી, ચહો કદી તમે રૂડું;
રૂડા રમાપતિ ભજી, પ્રીતે સુખી સદા રહો,
કહ્યું કરો સુખી થશો, ખરૂં દિલે ત્હમે લહો. ૪

રાવણ— (તોટક છંદ.)

નહિ વેણ ઘટે વદવાં તુજને, ઘણી ઘેલી ખરે દિસતી મુજને;
લડવું રણમાં મુજ પ્રાણ જતાં, નહિ આપું કદી મુજ દેહ છતાં. ૫
કરી કે'ર કહે શીદ તું દુભવે, શું થશે અબળા તુજને વદવે;
નહિ માનું કદી શીખ નારી તણી, લડવા દિલમાં ધરૂં હામ ઘણી. ૬

મંદો૦—

બહુ શ્વાન રડે, પતિ, લંક વિષે, કંઈ અશ્વ રુવે મુજનેજ દિશે;
ફરકે કર દક્ષિણ ળ્હેમ અતિ, દિસતાં શુકનો નહિ શુભ રતિ. ૭

રાવણ— (ઇંદ્રવજ્રા.)

વાણી વદે શીદ નિરાશ કારી, થાશે રુડું જો સતિ, ધીર ધારી,
પ્રીતે રઘુદેવ ભજું વિરોધે, આવે નહિ લાગ કદીજ શોધે. ૮
જીતું કદી તો જશ લોક ગાશે, મૂએ થકી શુભ ગતિજ થાશે;
એવું વિચારી ઉર રોષ દાખું, જાણો ખરૂં અંતર રામ રાખું. ૯
સંપે ભજાશે નહિ રામદેવા, થાશે નહીં શામ તણીજ સેવા;
એકાંત દેખી ખરી વાત કીધી, થાશું સુખી રામ ભજી સુવિધિ. ૧૦

મંદો૦— (શાર્દુલવિક્રીડિત છંદ.)

ધારી સ્વામી મતિ તમે શુભ ખરે, રૂડી ગતિ પામવા,
સૂણી આનંદ વાધિયો મન વિષે, ધાર્યું રૂડું જે થવા;

માગું પ્રીત વડે, પતિ, તમ કને, ભાવે ભજો રામને,
ઇચ્છી શુભ સદા તજો મન થકી બુરા ગણી કામને. ૧૧

(૪૯)

## નળ દમયંતી.

નૈષધ નામે સુંદર દેશ, રાજા નળ ચતુર વિશેષ;
પતિવ્રતા દમયંતી રાણી, પુત્રી ભિમકતણી તે શ્યાણી. ૧
સૂણી પ્રશંસા તેણે નળ તણી, હંસે કરી હતી જે ઘણી;
વરી નળ રાજાને મનથી નારી, સુંદર રૂપ ગુણ શીલસારી.૨
પાળે પ્રજા રાય વિવેક, કરે રાજ્ય પવિત્ર ટેક;
દમયંતી રાણીને પેટ, પ્રસવ્યા પુત્ર પુત્રી બે નેટ. ૩
કંઈ માસ સુખથી વિત્યા, પાપી કળીએ રાય જીત્યા;
રમ્યા જુગટું બંધવ સાથ, બાંધ્યા રાજરિદ્ધિ નૈષધનાથ. ૪
વિશેષમાં ભોગવીયું વન, થાય ઇશ્વરે ધાર્યું મન;
રાજયપાટ સર્વે પરવાર્યા, પુત્ર પુત્રી મોશાળ સિધાવ્યા. ૫
રાજા રાણી ચાલ્યાં વિકટ વન, પેર્યું વસ્ત્ર એકેકું તન;
દિવસ ત્રણ વનમાં એમ ભમ્યા,અન્ન જળ કોઈએ નવ જમ્યા.૬
રાયે ઘણાં ત્યાં બગ જોવાં, નાંખ્યુ વસ્ત્ર તેને લેવા;
લઇ વસ્ત્ર બગ ઉડી ગયા, પટ એકે દમયંતી રહ્યાં. ૭
રાત્રીએ સુંતાં જ્યાં નરનારી, કપટી કળીએ નાંખી કટારી.
ફાડયું વસ્ત્ર લઇને તે છરી, ચાલ્યા રાજા ત્યાં નીસરી. ૮
નારીને સ્વપ્ન આવ્યું એક, રાજા જાય તજી વિવેક;
જાગી સતી ઘણુંઘણું જુવે, રાજા વગર ફરતી ઘણું રૂવે. ૯

ભમતી ભમીરે દિવસ સાત, નૃપતિની જાણી નહીં કંઇ વાત;
અજગરે ગળી પવિત્ર તે નાર,મોહ્યો પારધી કરવા પ્યાર.૧૦
માર્યો અજગર કાઢી નાર, ચઢીયા ઇશ્વર તેની વ્હાર;
સુદેવ મળ્યા રસ્તામાં ત્યાંહ, સમજાવી નારીને જ્યાંહ. ૧૧
દુઃખ ઘણેરાં વેઠયાં ચોમેર, જેમ તેમ ગયાં માસીને ઘેર;
હારની ચોરી આવી શીર, સંભાર્યો ધારીને ધીર. ૧૨
હરીએ સહાયતા તેને દીધી, આપી હાર ઉગારી લીધી,
વનમાં તજી નળ ગયા દૂર, દાવાનળ દીઠો ભરપૂર. ૧૩
કાઢયો મહીંથી મોટો સાપ, ડસ્યો તેને આપોઆપ;
થયો કદરૂપે તેથી નળરાય, સાપ કહે સુણ ચતુર સુજાણ.૧૪
આપું તુજને કપડાં લહે, જેથી તુજનું દુઃખ ઉગરે;
વસ્ત્રો આ જ્યારે પહેરશે, રૂપ તહારૂં પાછું આવશે. ૧૫
ત્યાં ચાલ્યો પૂર બહાર, આવ્યો અયોધ્યા નગર મોઝાર;
સારથિનો લીધો છે વેશ, જાણે નહી કો રાય નૈષધ દેશ. ૧૬
ખબર રાણીએ શોધથી જાણી, તેડાવ્યો બહુ પ્રેમ આણી;
દીઠો નળને બાહુક રૂપ, પણ જાણ્યાં લક્ષણ નળના અનૂપ. ૧૭
કરી પરીક્ષા રાજા રાણી મળ્યા, ભેટયાં બાળને દુઃખ સૌ ટળ્યાં.
હરખ આણી નૈષધ પૂર ગયા, પુષ્કર મળીને સુખીયા થયા.૧૮
પાળ્યો ધર્મ તેણે જો અનૂપ, મળ્યા રાજ્યપાટ ને રૂપ;
મળ્યાં પુત્ર પુત્રી ને નાર, રાજ્ય કર્યું બહુ સારી પેર. ૧૯
સુખ દુઃખ સહો ધીરજથી એમ, સહ્યાં રાજા રાણીએ જેમ;
જો દુઃખમાં ધીરજ ધારો, તો નક્કી આવશે સુખનો વારો. ૨૦

(૫૦)

## અતિ સ્વાર્થ તે દુઃખનું મૂળ છે.

છંદ ભૂજંગ પ્રયાત.

પૂરી શોભતી રામ રાજાની સારી,
હતા એક ત્યાં વિપ્ર ને તેની નારી;
બીજીવારની નાર તે તો પ્રમાણો,
મહા ક્રોધી ને દુર્મતી નાર જાણો. ૧

પહેલી તણા બે હતાં બાળ શાણાં,
રૂપે ને ગુણે શોભીતા જોડકાનાં;
મુકી માત તો સ્વર્ગમાંહે સિધાવી,
નસીબે કુડી તે નવી માત આવી. ૨

દિયે દુઃખડાં બાળને તે અતિશે,
દયા ઉરમાં ના રતિ ભાર દીસે;
વિતી એ રીતે ચાર વર્ષો ગયાં છે,
પિતા સ્નેહથી બાળ ઘેરે રહ્યાં છે. ૩

ટકે ક્યાં સુધી એ રીતે રોજ ઉઠી,
જનુની વિના તાતની પ્રીત જૂઠી;
સુણીને જુઠાં રોજને રોજ દોષો,
ઉઠયો તાતનો સ્નેહડો ને ભરોસો. ૪

થતો ક્રુદ્ધ તે નારનું સાચું માની,
અતિ મારતો બાળને રોષ આણી;

દિને એકતો બાળને કાઢી મૂક્યાં,
રડે દુઃખથી ને વળી છેક ભૂખ્યાં. ૫
નિચે વૃક્ષની તે ઉભાં આંસુ સારે,
દિઠા તેહને તે સમે કો દયાળે;
હતો વિપ્ર તે જ્ઞાનીને શાંત ગુણી,
થયો દુઃખીયો બાળની વાત સુણી. ૬
લઈ સંગમાં બાળકો બેઉ પ્રીતે,
ગયો લાગલો ઘેર તે શુદ્ધ ચિત્તે;
હતી સાધવી તેહને ઘેર નારી,
વિના પુત્ર પુત્રી દીલે દુઃખી ભારી. ૭
પતી સંગમાં બે રૂડા બાળ દીઠા,
વદી પ્રેમથી તે સતી સાદ મીઠા;
રૂડાં બાળકો ક્યાં થકી આજ લાવ્યા,
ખરે ધન્ય છે જે ઘરે બાળ આવ્યાં. ૮
પછી પ્રેમથી વિપ્રને વેણ બોલે,
ગણો બાળકો આ તમે પુત્ર તોલે;
દયા આણીને બાળકો આજ આપ્યાં,
પ્રભુયે કહો આપણાં કષ્ટ કાપ્યાં. ૯
પ્રિતે રાખીયા બાળકો નીજ પાસે,
ભણાવ્યાં બહુ તેહને તો ઉલ્હાસે;
શિખ્યા સર્વ વિદ્યા અતિ પ્રેમ આણી,
વરાવી વળી તેમને નાર શાણી. ૧૦

સદા સેવતાં દંપતી માન આણી,
પિતામાતના સ્નેહને તો પિછાણી;
જુવે દંપતીને સદા માન દૃષ્ટે,
ગણે પ્રેમીમાં પ્રેમી છે એજ સૃષ્ટે. ૧૧
વધ્યાં એ રીતે બાળકો બેઉ રૂડાં,
કરે શું જુનાં માતને તાત ભૂંડાં;
કરો વાંચકો તેમની પાસ દૃષ્ટિ,
જુઓ ચાલતી કેમ આ મોહ સૃષ્ટિ. ૧૨
ઘડી એકમાં સર્વએ વાત જાણી,
કીધા બાળને દૂર તે રોષ આણી;
અરે મૂર્ખ તેં બાળને દૂર કાઢયાં ?
ગઇ ક્યાં મતિ ? કુળના નાક વાઢયાં. ૧૩
નહી આ જગે સ્વાર્થી કો તુજ જેવા,
કરે નીજનાં બાળનો ત્યાગ એવા;
અરે ધિક્ક છે તુજને કુળદ્રોહી,
રહ્યો મૂર્ખ તું નારી વિષેજ મોહી. ૧૪
સહુ લોક એ રીતથી ધિક્ક બોલે,
ગણે છે બધાં તેહને તર્ણ તોલે;
સુણી સર્વની મર્મ ભેદિત વાણી,
પુરી છોડીને તે ગયો રોષ આણી. ૧૫
જઇને વસ્યાં ગામ કોઇ ન જાણે,
રહી નારીના સંગમાં મોજ માણે;

હતી દેહમાં જ્યાં સુધી શક્તિ સારી,
રહી ત્યાં સુધી તેહની તેહ નારી. ૧૬
વિત્યાં વર્ષ કાંઈક ત્યાં તાવ આવ્યો,
નસીબે જુવે બ્રહ્મ જે લેખ લાવ્યો;
રહ્યા હાથને પાદના સર્વે સાંધા,
પડે ઉઠવાના અતિ રોજ વાંધા. ૧૭
સ્થિતિ સ્વામીની જોઈ એવીજ નારી,
દયા છાંડતી દીલથી સ્વાર્થ ધારી;
લઇ દ્રવ્ય ને માલ તે નીજ સાથે,
ગઇ નાશીને નાર તે મધ્ય રાતે. ૧૮
નહીં સ્વાર્થીને કોઈની કાંઈ ચિંતા,
પ્રભુથી નથી સ્વાર્થીઓ લેશ બીતા;
નથી પાસ કો તેહને પાણી પાવા,
મુકયો જીવતો બ્રાહ્મણે દુઃખિ થાવા. ૧૯
વિચારે દિલે તે ઘણું એમ શોચી,
મતિ માહરી ના રતિભાર પોંચી;
અરે નારીના પાસમાં મેં ફસાઈ,
દીધી મેં તજી બાળકોની સગાઇ. ૨૦
થયો જ્યાં અરે હું દિલે સ્વાર્થ–ઘેલો,
બન્યો મૂળમાં દિલનો છેક મેલો;
દઉં શું પછી નારીને દોષ ખાલી,
ગણું શીદને તેહને સ્વાર્થ વા'લી. ૨૧

ગયો એમ તે બોલીને દેહ છોડી,
સુણો વિનતિ હું કહું હાથ જોડી;
મળે ના કદી સ્વાર્થીને સુખ ચિત્તે,
કરો સ્વાર્થીઓ સ્વાર્થને દૂર પ્રીતે. ૨૨

કરી વિપ્રના દેહની વાત થોડી,
નથી વીતિ તે નારીને કાંઇ થોડી;
જતાં માર્ગમાં તેહને કો લુંટારે,
ઠગીને લીધી છે વળી સર્વ વાતે. ૨૩

લહી ચાલીયો તેહને ગુપ્ત સ્થાને,
બતાવ્યું પછી જાતનું રૂપ એને;
હતું દ્રવ્ય તે લુંટીને મુકી જાણો,
અતિ દુઃખથી રીબતી તેહ ત્યાં તો. ૨૪

વદી વાકય આ નારીએ દેહ છોડયો,
પ્રભુ સ્વાર્થીનો આજ તેં ગર્વ તોડયો;
નહીં હું સમો સ્વાર્થ કો દીલ આણો,
ગણી સ્વાર્થને દુઃખનું મૂળ છોડો. ૨૫



## (૫૧)

## સ્નેહમાં શંકા.

દિન એક બેઠી ગોખ મધ્યે, રાજા નૃપ તણી રાણી;
છે રૂપ અતિ મનોહર, શોભે સદ્‌ગુણે શાણી. ૧
વીરાએ ભેટજ મોકલ્યા, બેરખા માણેક રત્નના;
હાથ પહેરી પ્રેમથી, બહુ ગુણ ગાયે વીરના. ૨
કહે સખીઓને પ્રીતથી, જયસેનનું હેતજ ગણું;
" ચહાય મુજને તે સદા, શું કરૂં વર્ણન તે તણું." ૩
સૂણી વચન બોલી એકજ સખી, હતી જે શ્યાણી ઘણી;
" જેવી કુમુદી પર ચંદ્ર પ્રીતિ,તેવી પ્રીત તે વીરનર તણી. ૪

(છપ્પાની ચાલ.)

સુણ્યું વચન એટલું, રાયે ગોખ નીચેથી જાતાં;
આણી વ્હેમ સતી પર મનમાં એમજ પસ્તાતાં. ૬

છપય.

" હું મુર્ખ નવ સમજ્યો, નારીની ખોટી પ્રીતિ;
" મોહવશ થયો પ્રેમથી, નહિં જાણી શુભ નીતિ.
" હું શુદ્ધ પ્રેમથી ચાહું, સતી સાધવી તેને જાણી;
" તે તો કોઈ અવરને, ચહાય, વદે પ્રીતિની વાણી."
મનમાં એવું સમજીને, રોષ ઘણો ઉર આણીયો;
" હવે ન રાખું ઘર વિષે, ગુણ એનો મેં જાણીયો." ૬

વિચાર એવો ધારીને, બોલાવ્યા ચંડાળો ચાર;
રાજા કહે સૂણો તમે, " કરો રાણીને હદ પાર. ૭

" હાથ છેદી બેરખા સહ, મુજ પાસે તે લાવીયે;
" એ નારીને ભયાનક, અરણ્યમાં મુકી આવીયે." ૮

આજ્ઞા સુણી તે રાયની, રાણીને વનમાં લઇ ગયા;
જોઇ એવું તે સાધવી, દીલ અતિ દુઃખી થયાં. ૯

પૂછે રાણી ચંડાળને, શા કાજ મુજને આણી છે ?
દીન થઈ મારા વદે, " કશું ન જાણીયે, મહારાણી હે. ૧૦

" રાયે આજ્ઞા કીધી અમને, વનમાં તેને મુકી આવીયે;
" બેરખાં સહિત કર છેદીને, અમ સમીપે લાવીયે. ૧૧

" આજ્ઞા પાળક સેવક અમે, અમ થકી શું થાય;
" જો આજ્ઞા નવ પાળીયે, જીવ અમારો જાય." ૧૨

કહે સાધવી તેહને, " રાય આજ્ઞા ઉરે ધરો;
" જે કહ્યું રાયે હોય તમને તે સિદ્ધ કાર્ય સત્વર કરો." ૧૩

વચન સૂણી રાણીના, સેવકે હાથજ કાપી લીધાં;
ગર્ભવંતી રાણીને એકલાં વનમાં મુકી દીધાં. ૧૪

પ્રસવ્યો પુત્ર વન માંહી, સુંદર રૂપવંતો સારો;
બાળ રડે વનમાં ઘણું, જે રાણીને પ્રાણ સમ પ્યારો. ૧૫

રડતો જોઇ સાધવી, કરુણાજનક વાણી વદે;
અહીં નથી રાજપાળ, બાળક શીદને રડે. ૧૬.

જો જન્મ્યો હોત રાજ્યમાં, ઉત્સવ પ્રીતે થાત;
પ્રેમથી સર્વ વદત, ખમાખમાં કહેવાત. ૧૭
એટલામાં મોટું આવ્યું પૂરજ નદીની માહીં;
રાણીને મનથી લાગ્યું, પુત્ર ખેંચાઇ જાશે આંહીં. ૧૮
એવું જોઇને સાધ્વીએ, સ્તુતિ પ્રભુની કીધી;
જો પતીવ્રત મેં પાળ્યું હોય, નહિ અન્ય તરફ કીધી પ્રીતિ. ૧૯
તો આ પૂર સમાઇ જજો, પુત્ર મ્હારો બચાવજો;
હાથ મારા આપીને, કષ્ટ મ્હારૂં કાપજો. ૨૦
વદી એટલું નારી ત્યાં; હાથ નવા ઉત્પન્ન થયા;
બીજી તરફ નદી તણું પૂર પાછાં વહી ગયાં. ૨૧
ફરતા આવ્યા કો ઋષિ, સતીને રૂદન કરતી દીઠી;
એકલી જોઈ સાધ્વીને, વાણી વદીયા મીઠી. ૨૨
અરે નારી તું અહીં કયાંથી, એકલી બાળક સાથ;
રુદન શાને કરે બાળા, શું દુઃખ તુજને માથ. ૨૩
રક્ષક કો દીસે નહિ, પુરૂષ તુજની સાથે;
નહિ નારીને યોગ્ય, રહેવું એકલું રાને. ૨૪
કહે રાણી ત્યાં ઋષિ પ્રતિ, એકલી મુજને નવ જાણો;
મુજ રક્ષક વીર મુજ પાસ છે, સત્યજ એહ પ્રમાણો. ૨૫
કરે રક્ષા સદા મુજ તણી, અદૃષ્ય હમેશાં રહીને;
શીલ તે બંધુનું નામ, સેવું છું તેહને પ્રીતે. ૨૬
વચન એવું સુણીને, ઋષિ ઘણા પ્રસન્ન થયા;
અતિ પ્રેમથી રાણીને, નિજ આશ્રમે લઇ ગયા. ૨૭

ઉછેરે છે બાળને સતી, આશ્રમમાંહી રહીને;
પ્રતિવ્રતાના ધર્મ પાળે છે, કષ્ટ સર્વે સહીને. ૨૮
તહીં રાજા કને સેવક ગયા કર આપ્યા બેરખાં સાથે;
નામ દીઠું જયસેન બેરખાંઓને માથે. ૨૯
પુછ્યું બોલાવી કોટવાળને, કાલે નગ્ર વીશે કો આવીયું;
રાણીને મળવા કો ગયું, ભેટ શું તે લાવીયું. ૩૦
જોડીને બે હાથ બોલ્યો, કોટવાલ શીર નમાવી;
દુત આવ્યા'તા જયસેન નાથના, ભેટ લાવ્યા'તા ભારી. ૩૧
દેવીને કાજે બેરખાં બે, તેમના વીરે મોકલ્યાં,
દૂત જઇ દેવી સમીપ, બેરખાં ભેટ ધરાવીયાં. ૩૨
વચન સુણી કોટવાળનાં, રાજા ધરણી પર ઢળી પડયા;
વિલાપ કરવા માંડીયો, રાણી કાજે ઘણું રડયા. ૩૩
વિલાપ કરતાં જોઇને, પ્રધાન પુછે કરગરી;
રુદન આવું શાને કરો, કારણ શું છે ભારી. ૩૪
દીનપણે વાણી વદે, રાજા અશ્રૂ આંખથી સારી;
વણ વાંકે મેં રાણી તજી, લાગ્યો ઘાવ છે કારી. ૩૫
મેં મૂર્ખાએ ક્રોધથી, વિચાર કશો નવ કીધો;
લાવ્યો શંકા મન થકી, દેશવટો મેં દીધો. ૩૬
અથથી ઈતિ માંડી ને, વાત રાજાએ કીધી;
પસ્તાવો મનમાં ઘણો, પ્રતિજ્ઞા ભારી લીધી. ૩૭
પછી વદે સામંતો પ્રતિ, ચિતા તો ખડકાવો તમે;
બળી મરૂં છું હું હવે, જેથી મનનું દુઃખ શમે. ૩૮

ધીરજ ઘણેરી આપી ત્યાં, સામંતોએ સહુ મળી;
પણ મન માને નહી રાયનું, કોઈ તણું માને નહિ. ૩૯
એવે ફરતાં આવીયા, તાપસ કો નગ્રની વિષે;
પુછે રાજાને પ્રીયથી, કાં તું આમ નિરાશ દીસે. ૪૦
શંખરાજે તિહાં સર્વ કથા, મુનિને દુઃખ આણી કરી;
વણુ અપરાધે મેં તજી, સુંદર સતી શિરોમણિ. ૪૧
ઉપદેશ ઉંડો આપીને, રાજનને સમજાવીયો;
ધીરજ તે થકી ધારીને, નિજ મહેલે તે આવીયો. ૪૨
સ્વપ્નું એક દિન આવીયું, રાજાને રજની વિષે;
એક ફળ પડયું આમ્રથી, બે થઈ પાછાં ચઢતાં દીસે. ૪૩
ઉઠી પ્રભાતે રાય તે, ગયો મુનિની પાસ;
વાત કહી સ્વપ્નાં તણી, મનમાં ધરી ઉલ્લાસ. ૪૪
કથા સુણી રાજા તણી, આનંદે મુનિએ કહ્યું;
માન વચન મુજ રાય, આજથી દુઃખ તારૂં સર્વે ગયું. ૪૫
દીઠું વૃક્ષ જે તેં, તે તું પોતે જાણજે;
આમ્ર તે તારી સતી, સત્ય કહું મન આણજે. ૪૬
તે તુજ હાથેથી ગઈ, તે તેં પડતા જોઈ;
ગર્ભવંતી તે હતી, તેણે પુત્ર પ્રસવ્યો કોઈ. ૪૭
તેથી બે રૂપ થઇને, સ્વપ્ને તુજ નજરે પડયાં;
હવે આવશે બાળ સહિત સતી, એમ સૂચવી
પાછાં ચઢયાં. ૪૮

વચન સુણીને ગુરૂ તણું, રાજા બહુ હર્ષિત થયો;
સંદેશો અતિ પ્રેમથી; સામંતો સહુને કહ્યો. ૪૯
શોધ કરવા મોકલ્યા, દૂતો ચતુર ચોમેર;
ફરતાં ફરતાં જઈ ચઢયાં, પેલા ઋષિને ઘેર. ૫૦
દીઠાં ત્યાં તો સાધ્વીને, દૂત કહે સુણો રાણી;
તમ વિયોગે રાજા ઝુરે, શુદ્ધ કહું હું વાણી. ૫૧
માટે ચાલો રાજ્યમાં, આનંદ ધરીને મન;
રાજાજી ઘણું રીઝશે, જોઇ આપનું તન. ૫૨

વચન સુણીને દૂતનાં, મુનિ પાસે રાણી ગયાં;
આજ્ઞા ને આશીશ લહી, પુત્ર સહિત રસ્તે થયાં. ૫૩
ખબર કહાવી રાયને, રાજા હર્ષ ઘેલો બન્યો;
પુત્ર સહિત સ્રી આવીયાં, ભાગ્યવંત પોતે ગણ્યો. ૫૪
સ્વારી સહિત સૌ આવીયા, સામૈયું કરવા સતી;
આનંદિત સહુ મુખ થયાં, રાજા તો હરખે અતિ. ૫૫
પુત્ર લહી ઉછરંગમાં, માગી ક્ષમા નારી તણી;
ગદગદ કંઠે ઉચ્ચરે, મારી થઈ છે ભૂલ ઘણી. ૫૬
ભૂત વાત મુખ આવતાં, રાજા પસ્તાવો કરે;
પણ સતી શ્યાણી પ્રેમથી, પતિ તણું સહુ દુઃખ હરે. ૫૭
નર નારી સૌ જુવો તમો, કષ્ટ કેવાં ભોગવ્યાં સતી;
તોપણ ક્રોધ ન લાવીયો, તજ્યા નહીં દીલથી પતિ. ૫૮
એવા ગુણ નરનારીયો, જો તમો ઉરમાં ધારશો;
ધૈર્ય હમેશાં રાખશો, તો નિશ્ચય સુખીયાં થશો. ૫૯

## ( ૫૨ )

# સતી સીતા.

લલિત્.

જનક બાળકી જાનકી સતી, અધિક રૂપને શુભ સુમતી.
વરસ સોળની જ્યાહરે હતી, વરી પ્રિતે સતી રામ શ્રીપતિ. ૧
શ્વસુર સાસુને સેવતી સદા, નહિંજ દૂભવે દેહને કદા;
વચન પાળતી સ્વામીનાં પ્રીતે, વડિલનું કહ્યું ધારતી ચિત્તે. ૨
વચન તાતનું પાળિને પ્રભુ, વન વિષે ગયા જ્યાહરે પિયુ;
તવ ગયાં પ્રીતે સાથમાં સતી, વનતણાં દુઃખો ભોગવ્યાં અતિ. ૩
દિવસ એકતો રામ સાથમાં, વનવિષે ફરે પ્રેમથી રમા;
કનકનો દીઠો મૃગલો તિહાં, વન ચરે અને નાચતો જીહાં. ૪
સ્વરૂપ જોઇને મોહ લાગીયો, પતિ કને પ્રીતે તેહ માગિયો;
પ્રભુ કહે સુણો જાનકી તમે, કનકના મૃગો ના સુણ્યા અમે. ૫
પ્રભુજીએ રચી સૃષ્ટિ આ બધી, કનકના મગો ના કર્યા કદી;
વનમહીં ઘણા રાક્ષસો ફરે, મન ગમ્યાં સદા રૂપતે ધરે. ૬
કપટ રૂપ આ કોઇ રાક્ષસે, કંઇક ભેદથી ધારીયું હશે;
રઘુપતિ કહે એ રીતે ઘણું, મન ન માનતુ માનિની તણું. ૭
સતી ભૂલ્યાં બધી દેહશુદ્ધિ ને, હઠ કરી ઘણી નારી બુદ્ધિએ;
વચન ના સુણ્યાં કાંઈ જ્યાહરે, રઘુપતિ થયા સજ્જ ત્યાહરે. ૮
ધનુષ્ય બાણને હાથમાં ધરી, મૃગ તણી પૂંઠે સંચર્યા હરિ;
બહુજ ખેલતો કૂદતો વળી, મૃગ ગયો ઘણો દૂર નીકળી. ૯

જઇ પૂંઠે પછી રોષથી અતિ, મૃગ પરે મુકયું બાણ શ્રીપતિ;
પ્રભુતણું ઉરે બાણ વાગતાં, કપટ ના મુકયું પ્રાણના જતાં. ૧૦
કપટથી ઘણી રાડ પાડતો, મરણ પામીયો રામ બોલતો;
અરર, વીર ઓ પ્રાણ જાય છે, જલદી આવજે કેર થાય છે. ૧૧
વચન તે સુણી જાનકી સતી, ભય થકી વદે દીયરની પ્રતિ;
રઘુપતિ તણી બુમ આ ખરે, ઝટ જઇ જુઓ કોણ છે અરે, ૧૨
તવ પ્રભૂતણા વીર ઉચ્ચરે, કપટ જાણજો ભાભી આ ખરે;
ત્રિભુવને નહિ રામજી નકી, ભય ધરે કદી કોઈના થકી. ૧૩
વચન તે સુણી જાનકી વદે, વીર તણી ધરો લાગણી હૃદે;
બળતણો ધરો ગર્વ ના તમે, જીત નથી થતી સર્વ કો સ્થળે. ૧૪
વચનને સુણી અનુજ તો વદે, ધીર ધરો તમે ભાભી ઓ હૃદે;
પ્રભુજીએ હૃદે ધારિયું હશે, નક્કીજ જાણજો સર્વ તે થશે. ૧૫
વન વિષે અહીં આપને તજી, જવુંજ યોગ્યતો મુજને નથી;
સતી વદે અરે શું કહે મને, કપટ છે કંઈ દિલ તુજને. ૧૬
ઉપરથી મધુ વાણી ઉચ્ચરે, વીર તણી નથી લાગણી ઉરે;
સતી તણી મતિ ક્રોધમાં ગઈ, કઠણવાણી તો દેરને કહી. ૧૭
દુખી થયા અતિ વેણ તે સુણી, વનવિષે ગયા ત્યાં થકી ગુણી;
દિયરને પતિ બેઉરે ગયાં, જનક બાળકી એકલાં રહ્યાં. ૧૮
સતી દિલે કરે શોકતો ઘણો, નહિ હતો કશો વાંક દેરનો;
કઠણ વેણ મેં શીદને કહ્યાં, દિલ વિષે કશી ના ધરી દયા. ૧૯
મન વિષે અતી શોકરે કરે, પતિ તણું ચિતે ધ્યાનતો ધરે;
સરસ લાગ આ જાણીને અતિ, સતીકને ગયો લંકનો પતી. ૨૦

કપટથી ધર્યો વેષ ભેખનો, સતીકને જઇ વેણ ઉચ્ચર્યો;
ભિક્ષુક છે ઉભો તુજ દ્વારમાં, કંઈક આપને દેવિ હે રમા. ૨૧
વચન તે સુણી જાનકી સતી, સરવ ધર્મને જેહ જાણતી;
નિજ તણો લહી ધર્મ તે ચિતે, મૃગનું પાથર્યું ચર્મ ત્યાં પ્રિતે. ૨૨
(અધુરૂં.)

## ( ૫૩ )

## સાવિત્રી આખ્યાન.

શભુ છંદ.

નૃપતિ અશ્વપતિની સુતા, શુભ સાવિત્રી નામ જાણો,
અતિ શોભે રૂપગુણે શાણી, વળી વિદ્યાવંતી પ્રમાણો;
પરણી ભાવે સતી સત્યવાન સુગુણો જોઈને સારા,
ગણિ તુચ્છ વૈભવ સર્વને વનવિ રીઝી તે દારા. ૧

વનમાં સાસુ સસરા ને ભાવ કરી નિત્ય સેવે શાણી;
મન સ્વામીનું રિઝવે તે અંતરડે કંઇ પ્રીતિ આણી,
કરતાં સેવા રૂડી વર્ષ એકજ તેને પુરૂં ત્યાં થયું;
પછી સ્વામિને વનમાં સાથે લઇ જાવાં નારીએ કહ્યું. ૨

સાવિત્રી— છંદ ભુજંગી.

સુણો સ્વામિજી પ્રેમથી મારી વાણી,
લઈ સંગ જાઓ મને હોંશ આણી;
વને ચાલવા હું ઘણી હોંશ રાખું,
બતાવો પ્રીતે મૂજને આજ આખું. ૩

સત્યવાન—

રૂડી હોંશ શાણી તમે આજ ધારી,
ભલે આવજો સાથમાં ગુણી નારી;
રજા માત પિતા તણી માંગી લાવો,
પછી ચાલવાને તઈયાર થાવો. ૪

ગઇ સાધવી ત્યાં થકી સાસુ પાસે,
રજા આપજો માત પિતા ઉલ્લાસે;
વને ચાલવાની મને હોંશ ઝાઝી,
રજા આપશો તો જઇ આવું માજી. ૫

સૂણી સાસુ બોલ્યાં સુખે શ્યાણી જાઓ;
ફરીને વને તો તમે રાજી થાઓ,
સૂણી વેણ ચાલી સતી સ્વામી સંગે;
નમી પાદ સાસુતણે તે ઉમંગે. ૬

તોટક.

ફરતી વનમાં પતિ સંગ સતી,
નહિ દુઃખ દિલે દિસતુંજ રતિ;
વદતી મુખ વેણ મધુર રૂડાં,
મનમાંહિ દિસે કંઇ કષ્ટ કુડાં. ૭

વદિયા પતિ વેણ મધુર અતિ,
હમણાં ચઢી લાવું હું કાષ્ટ સતી;
રહિ સ્થિર જુઓ મુજ વાટ તમે,
ચઢું વૃક્ષ પરે સતિ આજ સમે. ૮

ઉપેંદ્રવજ્રા.

રહી ઉભી વૃક્ષ તળેજ નારી,
દિલે પતિ વેણુ પ્રિતેથી ધારી;
વિતી ઘડી બે ત્રણ કાંઇ જ્યારે,
પાછા ફર્યા નિજ પતિ તરુ થકીજ ત્યારે. ૯

દુખે ઘણું શીર મુંઝાય છાતી,
ન વેદના આ થકી હું ખમાતી;
મુખેથી એવું વદિ આવી સૂતા,
દિલે કરે શોક બહુ વનિતા. ૧૦

કહ્યું ખરૂં નારદનુંજ થાશે,
નક્કી પતિનાં અહિં પ્રાણ જાશે;
છુપાવીને શોક દિલેજ વામા,
દિયે પતીને ધીર શાણી શ્યામા. ૧૧

લલિત.

વખત વીતતાં ભાન તો ગયું,
સતી દિલે ઘણું કષ્ટરે થયું.
નર દિઠો પછી નાથ પાસમાં.
વદન શ્યામને પાશ હાથમાં. ૧૨

નિરખી તે સતી ધ્રુજતી ઘણી,
કર શું જોડીને બોલી તે ભણી;
નરપતિ તમે કોણ છો કહો,
શિદ ફરો વને ક્યાં પ્રભુ રહો. ૧૩

યમ કહે સૂણો, સાધવી તમે,
સતિ સુ જાણીને બોલશું અમે;
મરણ જાણજે તુજ નાથનું,
રતન લૈ જશું તુજ હાથનું. ૧૪
સતી પતિ લહી, કાળ નાશીયો,
વખત જોઇને, હુંજ આવીયો;
સતી વળો હવે, રાત જાય છે,
ઘર વિષે જવાં, મોડું થાય છે. ૧૫
નયણ બે થકી, આંસુરે ઝરે,
વચન સાંભળી, સાધવી કહે;
ધરમ રાજરે, શુંજ આદર્યું,
અરર હે પ્રભુ, આમ શું કર્યું. ૧૬
ઘર જઇ કહો શું હવે કરૂં,
ધિરજ શી રીતે, હું પ્રભૂ ધરૂં;
પતિ વિના નહિં સુખરે રતિ,
પતિવિના પ્રિયા દુઃખી છે અતિ. ૧૭
જીવન વ્યર્થ છે સ્વામિના વિના,
મુખથી શું કહું દુઃખની બિના;
ધરમ રાજરે શાંત છો અતિ,
ફરી દિયો તમે મુજના પતિ. ૧૮
વચન મુજના ધારિને ચિતે,
લઇ મને પ્રભુ જાને પ્રીતે;

વિનતિ માહરી ઉરમાં ધરો,
મુજ તણું તમે દુઃખડું હરો. ૧૯

યમ—

લલિત બાળકી શ્યાણી છે ઘણી,
સુણ સુ વાણી તું મુજરે તણી;
ઘણીજ દૂરતું આવી છે અતિ,
વળ ફરી હવે સાધવી સતી. ૨૦

મધુર વેણુથી રાજી હું અતિ,
પતિ વિના બીજું માગ તું સતી;

સાવિત્રી—

મુજ તણા પિતા માતનાં સમાં,
શ્વશુર સાસુજી દુઃખિ છે ઘણાં. ૨૧

નયનથી નથી દિસતું રતિ,
વગર રાજ્યથી દુઃખિ છે અતિ;
વચન આપીયું તો દિયો પ્રભુ,
સરવ સુખડું તેહને વિભુ. ૨૨

ગયલું રાજ્યતો તેહને મળે,
નયન આવીને દુઃખડું ટળે;

યમ—

મધુર વેણુથી રાજી હું થયો,
વર તને સતી શુભ આપીયો. ૨૩

ઘર વિષે હવે જાવ હે સતી,
મુજ પૂંઠે નહીં આવશો રતિ;
અધિક કોમળી કાય આપની,
શ્રમ થકી જુઓ દુઃખિ તે બની. ૨૪

સાવિત્રીઃ—

નથિજ લાગિયો થાકતો રતિ,
મુજતણી સુણો દેવ વિનતિ;
સજન સંગતો પ્રિય છે મને,
અધિક પ્રેમથી આવું છું વને. ૨૫
નહિંજ રોકશો દેવ હે તમે,
સત્યસંગ ના મૂકવો ગમે.

યમઃ—

વચન તુજનાં મીઠડાં ઘણાં,
ગુણ મહીં નથી દીસતી મણાં. ૨૬
ગુણ સુ જોઈને સાધવી સતી,
દિલવિષે થયા રાજી હું અતિ;
વગર સ્વામિના અન્ય માગજે,
વર લઈ ફરો સુખ માનજો. ૧૬

સાવિત્રીઃ—

પરમ પ્રિય જે તાત હું તણા,
વગર સુતથી દુઃખી છે ઘણા;
સરસ વીર સો આપીને મને,
સુખી કરો તમે મુજ માતને. ૧૭

યમ:—

ધન્ય સતી રૂડી તુજ જાતને,
ધન્ય સતી વળી તુજ માતને;
તુજસમી સુતા શ્યાણી જેહને,
નથીજ દુઃખરે કાંઇ તેહને. ૨૯
જીવન તેહનું ધન્ય છે ખરે,
તુજસમી સુતા સાધવી મળે;
અધિક પ્રેમથી તુજને સતી,
વર રૂડો દઉં સાધવી અતિ. ૩૦
સરસ વીર સો તુજને મળો,
ઘર પ્રતિ હવે સાધવી વળો;
વર રૂડા સતી બેઉ પામિયા,
શ્વશુર તાતનાં દુઃખ સૌ ગયાં. ૩૧
મુજ પૂંઠે તમે ના હવે થશો,
ઘર વિષે જઇ સાધવી વસો.

સાવિત્રી:—

ધરમ રાજરે શું વદું ગુણો,
દિનદયાળ હો વિનતિ સુણો. ૩૨
દિન પરે તમો રોષ ના ધરો,
સજન સંગથી દૂરના કરો;
સજન સંગથી શુભ મતિ મળે,
સજન સંગથી પાપ સૌ ટળે. ૩૩

સજન સંગથી સુખ છે બહુ,
સજન સંગ ના લાભ શું કહું.

યમઃ—

સરસ વાણી તું પ્રેમદા વદી,
તુજ સમી સુણી વાણી ના કદી. ૩૪
સરળ નીતિથી રાજી હું અતી,
પતિ વિના કશું માગ તું સતી.

સાવિત્રીઃ—

મુજ પતી થકી મુજને પ્રભુ,
સરસ બાળ સો થાય હે વિભુ. ૩૫

યમઃ—

તુજ તણી પુરી આશ સૌ થશે,
સરવ દુઃખડું તાહરૂં જશે;
વર રૂડા સતી ત્રણ આપીયા,
તુજ તણાં પ્રિતે દુઃખ કાપિયાં. ૩૬
પતિ તણા હવે લોભને તજો,
ઘર જઈ પ્રિતે ઈશને ભજો.

સાવિત્રીઃ—

સજન સંગ તો વ્યર્થ ના જશે,
સરવને સદા લાભ આપશે. ૩૭

સજનની કદી વાણી ના ફરે,
વચન જે કહે તેજ તે કરે;
વરશું આપીયો તાતજી તમે,
સરસ બાળ સો મુજને થશે. ૩૮
વચન નિજનાં સત્ય તે કરો,
મુજ તણું પ્રભુ દુઃખ આ હરો;

યમઃ—

ધન્ય રમા ભલી તાહરી મતિ,
વચનથી જીત્યો મુજને સતી. ૩૯
તમ પતી લઈ સાધવી વળો,
સસુર સાસુને પ્રિતથી મળો;
સતી પરે થયાં રાજી તે અતિ,
પ્રિતથી આવિયા તેહના પતી. ૪૦

શાર્દૂલ.

આપી જીવનદાન ધર્મમૂર્તિ અદશ્ય ત્યાંથી થઈ,
ઉઠયા સ્વામી સતી તણા તવ નભેથી પુષ્પ વૃષ્ટિ થઇ;
રાત્રી જોઈ વદે મધુ વચન સત્યવાન શ્યામા કને,
વીત્યો દીન ઘણો સતી નવ ઉઠાડયો કેમ તેં મુજને ! ૪૧
ચિંતા માત પિતા તણે મન વિષે, થાતી હશે આપણી,
દુઃખેથી રડતાં હશે પ્રિયજનો, શોધો કરીને ઘણી;
માટે ચાલ ઉતાવળી ઘર પ્રતિ, શ્યાણી સતી સુન્દરી,
ચિંતા થાય મુજને અતિ મન વિષે, જાશે નક્કી તે મરી. ૪૨

સાવિત્રી— માલિની.

સમય રજનીનો છે મેઘનું જોર ભારી;
અતિશય વનનો છે માર્ગ આ દુઃખકારી;
નયનથી નવ દિશા સ્વામિજી એક દીસે,
શી રીતથી પ્રભુજી ચાલશો માર્ગ વિષે. ૪૩

પ્રભુની પ્રાર્થના કરે છે—

કદિક જપતપો મેં શુદ્ધ ભાવેથી કીધાં;
વચન શુભ વદીને દીનને દાન દીધાં,
શુભ પતિવ્રત ધારી સત્યથી ચાલનારી,
જગપતિ કદિ કીધી હોય જો ભક્તી તારી. ૪૪
કંઈક પણ કદી જો મેં કીધ હો કર્મ સારાં,
જગપતિ સુણજો તો જે કહે રંકદારા;
વગર વિઘન આવે આજની રાત જાજો,
મુજ સસુર અને સાસૂ બેઉનું શુભ થાજો. ૪૫

સત્યવાનને—

રજની ધીરજ ધારી આજની આંહી કાઢો,
ઝટ નિકળશું ચાલી ઉગતાં સે'જ દા'ડો.

સત્યવાન—

જનની જનક વિયોગે વખત મારો ન જાશે,
વખત વધુ જાયે તો નકી હાણ થાશે. ૪૬

લલિત.

વચન સ્વામીનાં સાંભળી સતી,
ઘર પ્રતિ કરી તુર્તરે ગતિ;

પતિ તણો ગ્રહી હાથ પ્રેમથી,
તિમિરના છતાં માર્ગ કાપતી. ૪૭

( પુત્ર તથા પુત્રવધૂનાં વિયોગે સત્યવાનના માત-
પિતાનો શોક. )

( ઇંદ્રવજ્રા. )

નેત્રો થકી આંસુ અતિ પડે છે,
શોધે અને પ્રિયજનો સાથે રડે છે;
બાળો ગયાં ક્યાં હમને મુકીને,
નીશા પડી છે શું ગયાં ચુકી તે. ૪૮
આવી મળો પ્રાણ સમાન બાળો,
ભેટી અમારા મન શાંત પાડો;
જાશે વિયોગે અમ પ્રાણ પ્યારા,
બાળો તમે જીવન છો અમારા. ૪૯
રાત્રી દીસે છે ઘમઘોર ભારી,
તેમાં કરો ક્યાં ગતિ દુઃખહારી;
ઋષિ મુનિઓ પણ એમ શોચે,
ચારે દિશામાં ફરતાંજ શોધે. ૫૦

લલિત.

સમય રાત્રિનો જ્યાહરે થયો,
તવ દુખો તણો પાર આવિયો;
દૂર થકી દિઠાં આવતાં સતી,
યમ કરે થકી છોડવી પતી. ૫૧

વડીલ વર્ગને આવીને નમ્યાં,
પ્રિયજનો તણાં દુઃખડાં હર્યાં;
પ્રિયજનો પુછે વાર ક્યાં થઈ,
અધિક રાતડી આજતો ગઈ. ૫૨

વચન સાંભળી શ્યાણી તે સતી,
કહિ કથા વને જે બની હતી;
વચન સાંભળી પ્રેમથી અતિ,
જન કહે સહુ ધન્ય હે સતી. ૫૩

પ્રિયજનો પુછે પ્રેમથી અતિ,
મરણ જાણ્યું તેં કેમ હે સતી;
નમન પ્રેમથી સર્વને કરી,
મધુર વેણુથી શ્યાણી ઉચ્ચરી. ૫૪

" સમય જ્યાહરે લગ્નની થઇ,
" પતિ સુ શોધવા આવી હું અહીં;
" જનકને કહી સ્વામી શોધમાં,
" ફરતી હું સખી સંગ વંનમાં. ૫૫

" વન મહીં દિઠા મુજના પતી,
" મન થકી વરી હું પ્રિતે અતી;
" ઘર જઇ કહી વાત માતને,
" મન થકી વરી સત્યવાનને. ૫૬

અનુષ્ટુપ્ છંદ.

" કરતી વાત એ રીતે, હું માતતાતજી કને;
" આવ્યા નારદજી એવે, કરી કૃપા તે અમ ઘરે. ૫૭
" સર્વ વાત કહી મુજ, તાતે નારદ મુનિને;
" કહે મુજ પિતા કહો, ગુણ દોષ એનાં મને. ૫૮
" કહે નારદ તે સુણી, ગુણ તેનાં સર્વે રૂડાં;
" જાણો રાજા તમે ખરૂં, નહિં લક્ષમણ એકે કૂડાં. ૫૯
" સર્વ સારા ગુણો પણ, એક દોષ મોટો અતિ;
" વર્ષ એક રહી થશે સ્વર્ગમાં તેહની ગતિ. ૬૦
" વચન તે સુણી થયું, દુઃખ દિલમાં અતિશય,
" બહુ દુઃખી પિતામાતા, સર્વ સભાસદો દિસે; ૬૧
" વરવા મુજને બીજે, સર્વે મળી કહે ઘણું,
" પણ જ્યારે નહી દીઠું મનમાનતું હું તણું. ૬૨
" તવ ઋષિ કહે પ્રીતે મુજ તણા પિતા કને,
" વરાવો રાયજી તમે વરી પુત્રી જેને મને. ૬૩
" નારદજી મુજને કહે સુણ પુત્રી તું પ્રેમથી,
" કરજે વ્રત જે કહું સૌભાગ્ય કાજે નેમથી. ૬૪
" જેષ્ટ સુદી પુનેમે છે મૃત્યુ તુજ સ્વામી તણું,
" દિન તે યાદ રાખજે કહ્યું કરજે હું તણું. ૬૫
" તેરશ જેષ્ટ સુદથી વડ સાવિત્રીનું પ્રિતે,
" વ્રત પુનેમ સુધીનું કરજે શુદ્ધજ ચિતે. ૬૬

“ પુનેમે કરજે પૂજા વડને પીપળા તણી,
“ વડીલોને નમી ચર્ણું તું લહેજે આશિશો ઘણી. ૬૭
“ સંધ્યાકાળે પતિ સંગે, કાષ્ટ વિણાવાં તુજને,
“ આવશે યમ વનમાં તે જોઈને ધીર ધારજે. ૬૮

“ હસ્તમાં પાશ ધરીને અંગે વર્ણું શ્યામ અતિ,
“ બાંધશે તુજ સ્વામીનાં આત્માને તે પાશથી. ૬૯
“ વ્રત પ્રભાવથી સર્વે તે તુજ દૃષ્ટીએ થશે,
“ જો પ્રસન્ન થાશે પ્રભુ તો, દુઃખ તારૂં સર્વે જશે. ૭૦

“ અખંડ આપશે તને સૌભાગ્યને સંપતિ,
“ વરદાનો બીજાં પણ આપશે, પ્રેમથી અતિ; ૭૧
“ એવું કહી મુનિ વળ્યા અમ તણે ઘર થકી,
“ ઋષિ વચને જાણ્યું મે કે પતિ તણું મરણ નકી. ૭૨

“ વિશ્વાસ રાખી ઋષિનો હું આજે વનમાં ગઇ,
“ વરદાન મુજને સ્વામીનું આપ્યું યમે રાજી થઈ.” ૭૩
એવું કહી સતી નમી વડીલો સહુને ફરી,
જાુવે સર્વ સતી સામે દૃષ્ટિમાં અમી છે ભરી. ૭૪

ઇંદ્રવ્રજા.

પાળે પતિવ્રત સદાય પ્રીતે,
ધારે કહ્યું જે વડીલોનું ચિત્તે.
થાશે સુખી તે જગમાંહી નારી,
ગાશે સહુ તેની સુકીર્તિ ભારી. ૭૫

# ગદ્યલેખો.

## (૧)

( રા. વિઠ્ઠલદાસ પ્રેમજી—ઝારોળા વિદ્યોત્તેજક ફંડ—નિબંધ. )

### હાલમાં આપણી બાળાઓને શું શું શિખવે છે અને શું શું શિખવવું જોઇએ.

**બ્હેનો તથા બંધુઓ,**

(૧) ખરેખર આપણા દેશનાં હતભાગ્ય છે કે હાલમાં આપણી બાળાઓને ઘણીખરી પુરૂષના જેવીજ કેળવણી આપવામાં આવે છે. પહેલેથી તે સાતમી ચોપડી સુધી, ઇતિહાસ, ભૂગોળ, વ્યાકરણ અને ગણિત સાથે સ્હેજસાજ ભરત, ચિત્ર વગેરે ઘણુંખરૂં પુરૂષોની જેમજ શિખવવામાં આવે છે.

વળી અમુક બાબત અમુક વર્ષમાં તૈયાર કરી પાસ થવુંજ જોઇએ, એવી રીતે પાસ થવાની લલુતાથી અને શિક્ષકોને પાસ કરાવવાના કોડ હોવાથી જોઇએ તેવું સમજાવીને શિક્ષણ તૈયાર કરાવવાને બદલે ફક્ત ગોખણપટ્ટી ચલાવવામાં આવે છે.

પરીક્ષાનાં આવાં વિચિત્ર કારણને લીધે બાળાઓનાં મન ઉપર હદ બ્હાર બોજો આવી પડે છે. તેથી તેનાં તન મન તવાઈ જાય છે. વળી એ ઉપરચોટીયું આપેલું જ્ઞાન તેમને શાળા છોડયા પછી કશા કામમાં આવતું નથી. ગૃહવ્યવસ્થા, બાળરક્ષણ, સ્ત્રીધર્મ, નીતિ, વગેરે જે વિષયો ઉપરથી તેની જીંદગીમાં ઘણું શિખવાનું મળે તથા જે વિષયો લોકની સાંસારિક સ્થિતિનો વિચાર કરી શિખવવામાં

ફાયદો છે, તે વિષયોને મૂકી વધુ કેટલાક નકામા વિષયો શિખવી કુમળી વયની બાળકીઓને કાયર કરવામાં આવે છે.

( ૨ ) હાલમાં અપાતી કેળવણીથી આપણી સમાજપર શી અસર થઈ છેઃ—

હાલમાં અપાતી ધર્મ—નીતિ વગરની લુખ્ખી કેળવણીથી ઉલટી સ્ત્રીઓ તથા બાળાઓ એવી બનતી જાય છે કે, ન પુછો વાત ! કેટલીક સ્વતંત્ર વિચારની, મરજીમાં આવે તેમ વર્તી, ટેબલ ખુરશી ઉપર બેશી, નાટક, ચેટક અને રસીલી નૉવેલો વાંચવામાં શોખીન, બટક બોલું બોલવામાં બહાદુર, વડિલો કહે તે સહન ન કરતાં યુક્તિ બંધ ઉત્તર આપવા માટે તૈયાર, વાંક થયો હોય તો તે ન કબુલ કરતાં યુક્તિથી ઉડાવી દેવામાં હુશીયાર, જેમાં પોતાની મર્યાદા ન સચવાય એવાં ભપકાદાર તથા બારિક લુગડાં પહેરવાની પ્રેમી, અને મરજી માફક વરતવાની હોંશીલી, એવી ઘણી સ્ત્રી તથા બાળાઓ આજે જોવામાં આવે છે. આશું થોડાં અફસોસની વાત છે ? આનું નામ શું ખરી કેળવણી ?

બહેનો તથા બંધુઓ, મારૂં કહેવું કાંઇ એમ નથી કે બધી સ્ત્રીઓ તથા બાળાઓ આવા ખોટા સુધારાવાળા હોય છે, કે દરેક શાળામાં આવું શિક્ષણ અપાય છે. પરંતુ હાલમાં ઘણી જગ્યાએ આવો દેખાવ જોવામાં આવે છે. જો કે હવે નિશાળોમાં કેટલોક સુધારો થવા માંડયો છે, પણ હજુ જોઇએ તે પ્રમાણમાં તે ઘણો ઓછો છે. વળી ઘણીખરી જગ્યાએ ઈંગ્લાંડના ધોરણે કેળવણી અપાય છે. કેટ-લાંક ઘરમાં તો બાળકો કે બાળાઓ નિશાળેથી આવે પછી તે શું શિખ્યા છે કે તેમને શું શિખવે છે તે તરફ પણ બેદરકારીથી જરાએ લક્ષ આપતા નથી, ને નિશાળમાં ભણ્યા કે બધું આવડી ગયું એમ

માને છે. આજકાલ ઘણીખરી બાળાઓ સુધરેલી અને ફેશનની રીશી-ચારીમાં ફૂલીગયેલી જોવામાં આવે છે. તેનું મુખ્ય કારણ મારા વિચાર પ્રમાણે આજ માતા-પિતાની બેદરકારી હોવી જોઇએ. કેટલાક લોકો એમ માને છે કે ભણવાથી છોકરીઓ બગડી જાય છે પણ તેઓનું તે ધારવું આજ અપાતા શિક્ષણથી થયેલું છે.

બ્હેનો તથા બંધુઓ, જો ભણેથી સ્ત્રીઓ બગડતી હોય તો, ને ઉછાંછળી થતી હોય તો, પહેલાં આટલી બધી જે સતીઓ થઇ છે તે કદી પણ થઇ શકત નહિ. પ્રાચીન કાળમાં સ્ત્રીઓને વિદ્યા આપવાપર પહેલું લક્ષ આપવામાં આવતું હતું, તેને કાંઈ મૂર્ખ રાખ-વામાં આવતી નહોતી, તેની ખાત્રી આપણને સતીઓનાં ચરીત્રો વાંચવાથી પૂર્ણ થઇ શકે છે.

પ્રાચીન કાળની સતીઓનાં ચરિત્રો ઉપરથી આપ સર્વે એમ તો ખાત્રી કરી શકશો કે ભણવાથી કોઇપણ દુર્ગુણ આવતા નથી પણ ઉલટું સારાજ ગુણ આવે છે. માટે ભણેથી બાળા કે સ્ત્રી ઉછાં-છળી થાય છે એ વિચારને તમારા મનમાં કદીપણ સ્થાન આપીને તમારી પ્રિય બાળાઓને વિદ્યાદેવીના પવિત્ર સંસર્ગથી વિમુખ રાખશો નહિ. વિદ્યા કદી પણ દોષફળરૂપ છેજ નહિ. પરંતુ સ્ત્રીની પ્રકૃતિમાં કોમળતાનો અધિક અંશ છે તેમજ તેના હૃદયના ગુણો આગળ પડતા છે. વળી અધિરતા, અબળાપણું, મનોભાવની પ્રબળતા, દયાભાવની અધિષ્ટાત્રી, પ્રેમ, ઉત્સાહ, નમ્રતાનું સ્થાન અને દુર્બળતા; નાજુકાઈ, વિગેરે ગુણો છે. તે ઘરનું રક્ષણ કરનારી, સંસારને સુખરૂપ કરનારી છે. તેમજ કુદરતી રીતે સ્ત્રીપુરૂષોના કામનાં વિભાગો પણ એવીજ રીતનાં રાખવામાં આવ્યાં છે. જ્યારે પુરૂષોએ ટાઢ, તડકો અને વર-સાદ વેઠીને મહેનત કરવાનું કામ પોતે રાખ્યું છે; ત્યારે સ્ત્રીઓને ઘર-

ને શીખે રહી ઘર તથા બાળક સંભાળવાનું કામ સોંપ્યું છે. આ વ્યવસ્થા બરાબર છે, સંસારને ઉપયોગી થઇ પડવા તેમની પ્રકૃતિ અને શરીરનાં બંધારણ અનુસારજ તેમને કેળવણી આપવી જોઇએ. પણ પુરૂષોના જેવીજ કેળવણી આપી પુરૂષોનાં જેવાંજ કામ કરવાને યોગ્ય કરવી એ કદી પણ લાભદાયક નથી, અને થઇ શકશે પણ નહિ.

બ્હેનો તથા બંધુઓ, હાલમાં કેવી કેળવણી આપવામાં આવે છે, અને તેનાં શું પરીણામ થાય છે તેથી મારા કરતાં આપ સર્વે વધારે જાણીતા છો માટે એ વિષે હવે વધારે ન કહેતાં મુખ્ય શું કેળવણી આપવી જોઇએ ને તે શું ઉદ્દેશથી તથા કેવી રીતે આપવી જોઇએ, તેનાં પરિણામો શું આવવાની આશા રાખી શકાય, એને સારૂ હું મારી સાધારણ મતિ પ્રમાણે બે બોલ કહી મારો આ ટુંક લેખ આટલેથી જ બંધ કરીશ:—

આર્ય માતાઓ અને પિતાઓ, જો તમે તમારી પ્રિય બાળાઓને ભવિષ્યમાં સ્ત્રીની અવસ્થામાં આવતાં ખરી સહાયક અને ઉપયોગી કરવાને ચહાતા હો, તો તેમને માટે ગૃહ શિક્ષણ, ગૃહકાર્ય, ધર્મ, નીતિ સાથે વ્યવહારોપયોગી ઉચ્ચ પ્રકારનાં જ્ઞાન આપવાનાં ઉપાયો તમારે યોજવા જોઇએ. તે જ્ઞાન જો બરાબર આપ્યું હોય તો તેથી કરીને કદાચ સાસરે જતાં જો તરતજ ગૃહકાર્યનો સઘળો ભાર તેને આવી પડશે તો પણ તે ન મુઝાતાં સહેલાઇથી ઉપાડી શકશે. તેમને શુદ્ધ લખતાં, વાંચતાં તથા ઘરનો આવક જાવકનો હિસાબ રાખવા જેટલું દેશી નામું શિખવવું જોઇએ. જો સાધારણ પણ લખતાં વાંચતાં આવડતું હશે, ને વાંચનનો ક્રમ મનમાં ઠસાવ્યો હશે તો તે પોતાના નવરાશના વખતમાં નકામી કુથલી ન કરતાં કંઇ પણ સારાં પુસ્તકો વાંચી શકશે; અને તેનો સાર ગ્રહણ કરીને પોતાના સુખનો માર્ગ

શોધવા પ્રયત્ન કરશે. બીજી બહેનોનાં લેખો વાંચીને પોતે પણ લખવા હિમ્મત કરશે. હિસાબી કામ શીખવાથી તે ઘરની આવકજાવકનો ખર્ચ રાખશે ને ગજા ઉપરાંત ખર્ચ ન થાય તેની સંભાળ રાખશે, અને તેથી કરીને પુરૂષોની પૈસા સંબંધી ચિંતા પણ ઓછી કરશે. સાથે સાથે પાકશાસ્ત્ર પણ મુખ્ય કરીને શિખવવું જોઇએ, કેમકે મનુષ્યની જીંદગીનો આધાર ભોજન ઉપરજ રહેલો છે; સારાં અને સ્વચ્છ ભોજન શિવાય શરીર નિરોગી રહી શકતું નથી. માટે ખાસકરીને પાકક્રિયા શિખવવા ઉપર પહેલું ધ્યાન આપવું જોઇએ છે. વિશેષ જ્ઞાનમાં સાધારણ વૈદક, તે ઘરકુટુંબને ઉપયોગી થવા ઉપરાંત બાળક વિગેરેની સારી સારવાર કરવામાં કામ આવે તેવું, તથા ભરત, ગુંથણ, શિવણ વિગેરે શિખવવાની પણ જરૂર છે, કે જેથી કરીને ઘરસંસારી સાધારણ અડચણોથી મુંઝાવું પડે નહિ. તેમને સારૂં શિક્ષણ મળવાથી તેઓ પોતાના સંતાનોને બચપણથીજ સારૂં શિક્ષણ આપી શકશે, કે જે શિક્ષણ તેની નિશાળમાં ભાગ્યેજ મળશે, અને એવી સુજ્ઞ માતાઓની દેખરેખ નીચે તેમનાં બચ્ચાંઓ પણ સુજ્ઞ અને સારાં નિવડશે.

આર્યો, આ ઉપર જણાવેલા વિષયોનું નિશાળમાં શિક્ષણ આપવું યોગ્ય છે. આ શિવાય કેટલાંક સાંસારીક સ્ત્રી ઉપયોગી વિષયો છે કે જે માત–પિતા તથા વડીલોએ શીખવવાની ખાસ જરૂર છે.

આર્યો, સ્ત્રીઓને બાળપણથીજ સતીચરિત્રો સંભળાવીને તેનાં કોમળ હૃદયમાં સતીઓની છાપ બેસાડીને, તેઓને શિયળ સંભાળવા સારૂં નાનપણથીજ શિક્ષણ આપવું જોઇએ, કેમકે શિયળ એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે, અને સાચો શૃંગાર છે.

શિયળ ભૂષણ નારીનું, શિયળ શુભ શણગાર;<br>
શિયળ રૂપ નારીતણું, શિયળ સુખ કરનાર.

શિયળ વિનાની નારીનો, કરે જગ ફિટકાર;
શિયળ નીજ ગુમાવતાં, કોપે જગ કિરતાર.

તે માટે શિયળની સંભાળ રાખતાં માત-પિતાએ સ્ત્રીઓને બાળ-પણથીજ શિખવવું જોઇએ.

સ્ત્રીની પોતાના કુટુંબ પ્રત્યે શું ફરજ છે તેનું જ્ઞાન પણ આપવું જોઇએ. કલેશ ન કરતાં સર્વેની સાથે કેવી રીતે વર્તવું, વડિલો પ્રત્યે કેવો ભક્તિભાવ રાખવો, બાળકો પ્રત્યે કેવો પ્રેમ રાખવો, દેરાણી, જેઠાણી વગેરે કુટુંબીઓની સાથે કેવી રીતે ચાલવું, આ વિગેરે જ્ઞાન જો નાનપણથી મળ્યું હોય તો સાસરે ગયા પછી ફજેતી થતી નથી, કે કોઇનાં મનને દુભવવાનો પ્રસંગ આવતો નથી. આજકાલ ઘણી જગ્યાએ કુસંપ અને કલેશ જોવામાં આવે છે તેનું મુખ્ય કારણ આ સમજણની ખોટ છે. માટે કરીને આ વિષયનું શિક્ષણ આપવા ચુકવું નહિ. આ સાથે નમ્રતા, સર્વેની ઉપર દયા દૃષ્ટિથી જોવું, સર્વેની સાથે પ્રીતિથી વર્તવું, શાંતિ, ધીરજ સમયસૂચકતા, વિનય, કોઈ આવે જાય તેને સલુકાઇ અને મર્યાદાથી માન કેમ આપવું, તેની સાથે કેમ વર્તવું, પારકાની ભૂલ તેને ખોટું ન લાગે તેમ સુધારવી, એ વિગેરેનું સારું પણ ખરૂં શિક્ષણ માતપિતાએ બાળપણથીજ બાળાઓને આપ-વાની જરૂર છે. આ શિવાય પણ ઘણું શિખવવાનું છે, પણ આટલું જ્ઞાન જો માતપિતા તરફથી બરાબર મળ્યું હોય તો આજ કાલ જે ઘરોમાં કલેશ જોવામાં આવે છે તે જોવાનો વખત આવશે નહિ.

## કેવી રીતે શીખવવું જોઈએ અને તેનાં પરિણામ શું આવવાની આશા રાખી શકાય.

નિશાળમાં શિક્ષક કેવા જોઇએ ?

શિક્ષક માયાળુ અને શાંત સ્વભાવના જોઇએ. શિખવનારાઓ

બાળકો ઉપર સદાયે પ્રેમ દૃષ્ટિ રાખે, અને દરેક છોકરાને સમ દૃષ્ટિથી શીખવે. એટલે કે ઘણાક શિક્ષકો પૈસાવાળાના છોકરાંઓને સારો નંબર આપે છે ને તેને વઢતા નથી, તે પ્રમાણે પક્ષપાતી શિક્ષકથી વિદ્યાર્થી ને બરોબર જ્ઞાન મળી શકતું નથી; જેમ બને તેમ ઓછી મારકુટ કરનારા, ને સમજાવીને કામ લેનારા શિક્ષકો જોઇએ. કેમકે જો શિક્ષકો બહુ મારતા હોય તો બાળકો નિશાળે જતાં કંટાળે છે, ને ભણવાની હોંશ કરતા નથી. કેટલીક વખતે બાળકો બહુ મારને લીધે શિક્ષકનો ધાક ખાઇ જાય છે, માટે કરીને શિક્ષકોએ નિષ્પક્ષપાતપણે ને શાંત સ્વભાવથી ઝાઝી ગોખણપટ્ટી શિવાય શિખનારાંઓની શકિત પ્રમાણે શિક્ષણ આપવું જોઇએ.

## માત પિતાએ કેવી રીતે શિખવવું જોઇએ.

માત પિતાએ પણ ઉપર બતાવેલા ક્રમ પ્રમાણે શિક્ષણ આપવું જોઇએ. બાળાઓને ઘરનાં દરેક નાના મોટાં કામ તેની ઉમ્મર પ્રમાણે અને શકિત પ્રમાણે તેને શિખવવાં જોઇએ. કોઇ કામમાં કાંઇ ભૂલ આવે તો ગુસ્સે ન થતાં, તેની ભૂલ ધીમેથી તેને સમજાવવી જોઇએ. બાળાઓની પાસે હમેંશાં સારી વાતો કરવાની ટેવ રાખવી જોઇએ. ને સારાં પુસ્તકો વાંચવાં, અને પોતે નમ્રતાથી વર્તી તેને નમ્રતાથી વર્તતાં શિખવવું, તેને સારી શીખામણ આપવી, એ વિગેરે માત પિતાનો ધર્મ છે.

( આ શિક્ષણના પરીણામની શું આશા રાખી શકાય ? ) આર્યો, મેં મારી સાધારણ મતિ પ્રમાણે શિક્ષણ કેવી રીતે આપવું જોઇએ એ વિષે કહ્યું. હવે આ શિક્ષણથી શું આશા રખાય એ વિષે બે બોલ કહીશ. વધારે નહિ પણ આટલુંજ શિક્ષણ જો બરાબર રીતે અપાશે તો પણ મારા વિચાર પ્રમાણે આજનો ખોટો સુધારો, અને હાલનું

ક્લેશમય જીવન જોવામાં આવશે નહિ. અને આપણી સારી સ્થિતિનો વખત પાસે આવવાની આશા રાખી શકાશે. કેળવાયલી માતાના હાથમાં ઉછરેલા બાળક પણ સારા કેળવાયલાં અને બુદ્ધિશાળી થવાની આશા રહેશે. સંપ અને તેને લીધે આનંદી જીવન જોવાનો સંભવ વધારે રહેશે, અને તેજ પ્રમાણે દરેક ચીજમાં ફાયદો થવાની આશા રહેશે. કેમકે કવિએ કહ્યું છે કેઃ—

કહે નેપોલીયન દેશને, કરવા આબાદાન;
સરસ રીતતો એજ છે, દયો માતાને માન,

વળી બીજા એક કવિએ કહ્યું છે કેઃ—

### દોહરો.

ભલું ભણાવો પુત્રીને, તો શાણી થાનાર;
સદૈવ સુખ પામી કરે, આશિર્વાદ ઉચ્ચાર. ૧
સ્ત્રીઓ સુધરશે તોજ ફળ, ઉત્તમ થશે અથાગ;
પૃથ્વી સુધરશે તોજ ત્યાં, પાકે સારો પાક. ૨
નારી તણી શોભા ઘણી, બણી ઠણી રહી હોય;
તે તો સારી નહીં દીસે, ભણી ગણી નહી હોય. ૩

બહેનો અને બંધુઓ, આ આખા લેખનો ખરો ઉદ્દેશ તો એ છે કે હાલમાં અપાતા શિક્ષણથી આપણે જે ફુલફટાક, ઉપરથી ડાહી ડમરી પણ ફૅશનના ભારમાં ડબાઇ ગયેલી, શરીરે તવાઇ ગયેલી, નાજુકમાં ગણાવવાની ઇચ્છા રાખનારી, બળહીન, રોગગ્રસ્ત, શરીરે અશક્ત એટલે સાધારણ રીતે કામકાજ કરવા તરફ અભાવ વાળી, કોઇપણ પ્રકારના ઉપયોગી વાંચન, ગુંથણ, શિવણ, ગૃહશૃંગાર, અથવા ગૃહકાર્યના કામથી અજ્ઞાન, પોતાના સંબંધીઓ, મિત્રો અને અન્ય ત્રાહિત, અપરિચિત, જનો

વચ્ચેનો સંપૂર્ણ ફરક નહીં સમજનારી, ઉછાંછળાં, નિષ્કપટ પણ અમર્યાદિત વર્તનવાળી બાળાઓનો, અને યુવતિઓનો જે ચારે તરફ ફેલાવો જોવામાં આવે છે, અને જેના પરિણામે કુટુંબોમાં વિભક્તપણું વધે છે, પુરૂષો નિરુપયોગી ખર્ચના બોજામાં કચડાઇ, ચિંતાથી ઉદાસ અને દુઃખી બનતા જાય છે, ઘરોમાં શાંતિ અને આનંદને સ્થાને કલેશ અને ચિંતા, અવ્યવસ્થા અને અસ્વચ્છતા જોવામાં આવે છે, તે દૂર થઇ જાય ને તેને સ્થાને, સુશીલ, વિવેકી, કામકાજ કરવાને ઉત્સુક અને ખંતી, શરીરે નિરોગી અને સ્વચ્છ, ઘરને સુઘડતાથી પોતાના પતિ અને શ્વસુર કુટુંબની શક્તિ પ્રમાણેના મળતાં નિર્જીવ જેવાં પદાર્થોથી પણ જાતમહેનત અને બુદ્ધિ બળથી અને સર્વ દક્ષતાથી શૃંગારનારી, કરસકસર અને ગૃહવ્યવહારનો લાભ સમજનારી, રસોઇ પાણીના કામમાં ઉત્સાહ અને આવડવાળી, સઘળા સાથે સંપ, પ્રેમ, મર્યાદા અને વિનયથી વર્તનારી, ઘરમાં ઐક્ય, વડિલોને સંતોષ, પતિને શાંત સુખમય જીવન, બાળકો પ્રતિ સાદું પણ સત્ય પરાયણ અને સુખમય શિક્ષણ અને આનંદમય જીવન આપનારી, ટુંકમાં બાહેરથી ભલે ગરીબ અને સાદી જણાતી પણ અંતરના સદ્દગુણોથી અને સદ્દવર્તનથી ભરેલી, સત્યાચરણ અને સદ્દવર્તનશાલી પ્રેમી બાળાઓ બહેનો, ગૃહિણીઓ, ( ભાર્યાઓ અને નહિ કે ભિરુઓ ) માતાઓ, અને મિત્ર પત્નીઓથી આપણા ઘરો શોભાય.

આર્યો, માટે જેમ બને તેમ બાળાઓને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવાની સર્વને વિનંતિ કરીને આપનો જે અમૂલ્ય વખત મેં લીધો છે તેને માટે ક્ષમા માંગું છું.

લી. આર્યોની બાળા.



## (૨)

# " ગૃહિણી કર્તવ્ય. "

( ઝારોળા વિદ્યોત્તેજક ફંડને અંગે રા. વિઠ્ઠલદાસ પ્રાઇઝ-નિબંધ. )

**માનવંતા પ્રમુખ સાહેબ તથા પ્રિય બ્હેનો,**

હું મારી મંદમતિ પ્રમાણે " ગૃહિણી કર્તવ્ય " એ વિષય ઉપર બે બોલ લખું છું; પણ તે શરૂ કરતાં પહેલાં હું એટલી વિનંતિ કરવા રજા લઉંછું કે આ કાર્ય આજે મેં પહેલ વ્હેલું આરંભ્યું છે, માટે મારી કાંઇ પણ ભુલ આવે તો તે મારી સુજ્ઞ બ્હેનો સુધારી લઇને મને આભારી કરશો.

બ્હેનો, " ગૃહિણી " એટલે શું ? સ્ત્રી તે દેવી અને ઘરની લક્ષ્મી રૂપ છે. ઘર તે ઘર નથી, પણ ગૃહિણી-ઘરની સ્ત્રી-એજ ઘર છે.

બ્હેનો, પુરૂષના સુખ દુઃખનો આધાર સ્ત્રીઓ ઉપરજ રહેલો છે. જો સ્ત્રી સુશીલ અને વિદ્વાન હોય તો તે પોતાના આખા કુટુંબને સહેલાઇથી સુખી કરી શકે છે અને પોતે પણ સુખી થાય છે. સ્ત્રીઓએ મુખ્ય ગૃહ કાર્ય શિખવાની ખાસ જરૂર છે, કેમકે સ્ત્રી પરણીને સાસરે આવે છે, ત્યારે તેના પતિનું ઘર તેજ તેનું ઘર ગણાય છે, અને પતિના ગૃહ કાર્યની ચિંતાનો સઘળો ભાર તેના પર આવી પડે છે; માટે કરી સ્ત્રીઓએ આટલી ચીજ તો ખાસ કરીને શિખવાની જરૂર છેઃ-સાધારણ લખતાં વાંચતાં, રસોઇ કરતાં, પરોણા ચાકરી કરતાં, ચાકર રાખતાં, અને તે સાથે યોગ્ય પણે વર્તતાં, શિયળ સાચવતાં, પતિવ્રતાના ધર્મ પાળીને પતિને સુખી કરતાં, તથા સાસુ, સસરો, મા, બાપ, છોકરાં, ભાઇ, દીયેર, જેઠ, નણંદ, ભાણેજ, ભત્રીજા, વગેરે સગાં સ્નેહીની સાથે યોગ્ય પણે વર્તતાં. બ્હેનો, જો કે આના કરતાં ઘણું

શિખવાનું છે, પણ આટલું તો સ્ત્રીઓએ મુખ્ય કરીને શિખવુંજ જોઇએ.

૧. સ્ત્રીઓને વધારે નહીં તો પણ સાધારણ લખતાં વાંચતાં શિખવાની ખાસ જરૂર છે. જો સ્ત્રી સાધારણ પણ ભણી હશે, તો તે નવરાશના વખતમાં સારાં પુસ્તકો વાંચીને, પોતાની જીંદગીને કાંઇ પણ સુધારી શકશે, અને પોતાના દુઃખો દૂર કરવાને હિમ્મતવાન થશે. માટે સર્વે બ્હેનોએ બને તેટલો વિદ્યાભ્યાસ વધારવો, એ તેઓના સુખનું એક મોટું સાધન છે.

૨. રસોઇ કરતાં આવડવી એ સ્ત્રીઓનું મુખ્ય કાર્ય અને ચતુરાઈ છે. આ સંસારમાં સૌના જીવનનો આધાર ભોજન છે. આ શરીર એક યંત્ર છે; અન્નજળ એ બે વસ્તુ યંત્ર ચલાવનારી કળ છે; એ કળવિના શરીર બરાબર ચાલી શકતું નથી એટલુંજ નહિ પણ ટકીયે શકતું નથી, માટે તેને ચોખ્ખું અન્નજળ આપવું એ અગત્યનું છે. અન્નજળથી જેમ શરીર દીર્ઘાયુષી થાય છે, તેમ એની અયોગ્ય વ્યવસ્થા રાખવાથી શરીર નાશ પામે છે, માટે એ સંબંધી ઘણી ઘણી સંભાળ રાખવાની જરૂર છે.

૩. સ્વચ્છતા.—આ ગુણ સ્ત્રીઓને એક પરમ ભૂષણ રૂપ છે. સ્વચ્છતા એટલે ઘરની સર્વે ચીજો સાફ રાખવી; કશે પણ કચરો કે વાસ આવે તેવી ચીજ ન રાખવી, તેમજ ખાવા પીવાની વસ્તુની પણ બને એટલી સંભાળ રાખવી, કે જેથી કરીને કૉલેરા વગેરે ભયંકર રોગોની બીક ઓછી રહે.

૪. માંદાની માવજત કરવી એ પણ સ્ત્રીઓને શિખવું જોઇએ. માંદા મનુષ્યને રહેવાની જગ્યા સાફ રાખવી, તેનું બીછાનું સ્વચ્છ રાખવું, તેમાં કોઇ પણ રીતની ગંદકી થવા દેવી નહિ, તેના પહેરવાનાં લુગડાં ધોયેલાં અને સ્વચ્છ રાખવાં, ઓરડાની અંદર સાંજ સવાર

ધૂપ કરવો,–કે જેથી અંદરની હવા સુધરે–તથા આનંદી પ્રકૃતિ, ધીરજ, સમયસૂચકતા, આપણી મરજી પર કાબુ વગેરે, ઘણી ચીજો શિખવાની ખાસ જરૂર છે.

૫. પરોણા ચાકરી કરીને આવનારને સંતોષવા—આપણે ઘેર કોઇ પણ સગું અથવા સ્નેહી પરોણા તરીકે ઉતર્યું હોય તો આપણી યથાશક્તિ પ્રમાણે તેની બરદાસ્ત લેવા ચુકવું નહિ; કેમકે જો આંગણે આવેલા અતિથિની બરદાસ્ત આપણે બરોબર લેતા નથી, તો આવનાર મનુષ્ય નિરાશ થાય છે, અને તેના નિરાશ થવાથી ઘરધણીના પુણ્યનો નાશ થાય છે; તેમજ કીર્તિ પણ ઓછી થાય છે. માટે બને ત્યા સુધી પરોણાચાકરી કરવી, ને આવનાર મનુષ્ય નિરાશ ન થાય તે પ્રમાણે વર્ત્તવું.

૬. ચાકર કેવા રાખવા ને તેની સાથે કેવી રીતે વર્ત્તવું એ એક સ્ત્રીઓને ખાસ કરી જાણવા યોગ્ય છે. ચાકર સ્વભાવના શાંત હોય, અને સામું ન બોલે કે ચોરી લુચ્ચાઇ ન કરે, તેની પરીક્ષા કરી ઘરમાં રાખવા. પછી ગમે તો તે પુરૂષ હોય કે સ્ત્રી હોય, પણ તેની પરીક્ષા કર્યા વિના તેના ઉપર બધો વિશ્વાસ રાખીને રહેવું, એ ભુલ ભરેલું છે. તેમજ ચાકર માણસો સાથે વધારે બેસવા ઉઠવાનો કે બોલવા ચાલવાનો કે હસવાનો વ્યવહાર ન રાખવો, કેમકે તેથી કરીને આપણું માન ભંગ કરતાં તેઓ વાર લગાડતાં નથી, આપણું કહ્યું માનતા નથી ને તેથી કરીને લોકમાં આપણી હલકાઇ ગણાય છે. આજકાલ ઘરમાં જોવામાં આવે છે કે ચાકર માણસને બહુ છુટ અપાય છે, અને તે છુટને લીધે તેઓ ગમે તેના દેખતાં સામું બોલી માન ભંગ કરતાં વાર લગાડતાં નથી, માટે કરીને આ વિષયમાં સહુ બ્હેનોએ ચોકસાઇ રાખવા કદી પણ ચુકવું ન જોઇએ.

૭. બ્હેનો, શિયળ એ આ સંસારમાં સ્ત્રી તેમજ પુરૂષનું

ભૂષણ તથા નૂર છે. જે મનુષ્ય શીયળનું રક્ષણ કરતાં નથી, તેનું જીવતર આ દુનિયામાં ધિક્કારને પાત્ર થાય છે. બ્હેનો, જ્યારે આપણે લગ્નની પવિત્ર ગાંઠમાં જોડાઇએ છીએ, ત્યારે આપણે ઇશ્વરરૂપ માનેલા અગ્નિ અને હજારો મનુષ્ય સમક્ષ પ્રતિજ્ઞા લઇ બંધાઇ ચુક્યા છીએ, કે કોઈ પર સ્ત્રી–પુરૂષ સાથે પ્રીતિથી બંધાવુ નહિ, અને પરસ્પરના દેહનો અધિકાર બીજાને સોંપવો નહિ, એવી પ્રતિજ્ઞા કરી પોતાના દેહને પરસ્પર અર્પણ કરી દૈએ છીએ, અને એક બીજામાં ખરી પ્રીતિ રાખવાને વચન આપીએ છીએ; તે છતાં જે સ્ત્રી પુરૂષ ક્ષણિક સુખને વાસ્તે કામને વશ થઇને, ઇશ્વરી આજ્ઞાઓનો તથા પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે, તેને ધિઃક્કાર છે; તેના જેવો આ દુનિયામાં બીજો એકકે ગુન્હો નથી; માટે કરીને પોતાના અમુલ્ય શિયળ વ્રતનું રક્ષણ કરવા, કોઇ પણ બ્હેનોએ કદી ચુકવું ન જોઇએ.

૮. બ્હેનો, દરેક સ્ત્રીએ પતિવ્રતાના ધર્મપાળી પતિને સુખી કરવા, એ આપણો મુખ્ય ધર્મ છે, ને તે ધર્મ પાળવાની આપણી ફરજ છે, તેમ આપણાં સુખનો રસ્તો છે. કદી પુરૂષો ગમે તેવા નિર્દય કે કઠોર હશે, તોપણ આપણો સ્વભાવ શાંત અને સહનશીલતા વાળો હશે, તો જરૂર પુરૂષો પણ સુધરી આપણને સુખી કરવા ઇચ્છશે. બ્હેનો, જ્યાં સુધી આપણે પતિને સુખી ન કરીએ, ત્યાં સુધી આપણે સુખની આશા રાખવી, એ હવામાં કિલ્લા બાંધવા જેવું છે; માટે જેમ બને તેમ સ્ત્રીઓએ પતિની પ્રકૃતિને અનુસરી ચાલવા કોશીષ કરવી, ને ઘરની સર્વે ચીજની પોતે સંભાળ રાખવી; તેમજ ખર્ચ વગેરે આવકના પ્રમાણમાં રાખવો, કે જેથી કરીને પતિને કરજના ખાડામાં ઉતરવાનો વખત આવે નહિ.

૯. બ્હેનો, આપણે આપણા કુટુંબી જનો જોડેની પણ આપણી

ફરજ ચુકવી જોઇતી નથી. આપણે ગમે એટલા ડાહ્યા અને હોંશીયાર હઇશું, પણ જ્યાં સુધી કુટુંબી તરફની ફરજ બજાવશું નહિ, અને આપણા ઘરમાં સંપ નહિ રાખીયે, ત્યાં સુધી આપણી હોંશિયારી તદ્દન નકામી છે. બ્હેનો, આજ કાલ ઘણી જગ્યાએ જોશું, તો સાસુ વહુ તથા નણંદ ભોજાઇને તેમજ બધાં કુટુંબીઓને સોમાં પાંચ ઘેર બનાવ હશે. બ્હેનો, તેનું મુખ્ય કારણ બીજું કાંઇ નહિ, પણ આપણે આપણી ફરજ બજાવતા નથી, કે આપણા ધર્મને પણ જાણતા નથી. સ્ત્રીએ સાસુ સસરાને પોતાના માતા પિતા સમાન ગણવા જોઇએ, અને તેની આજ્ઞાને સદાયે માન સહિત પાળવા તત્પર રહેવું જોઇએ. જેવી રીતે આપણે આપણા પિયરમાં માત પિતાની આજ્ઞા સિવાય કાંઇ પણ કાર્ય કરતા નથી, ને આપણી ભુલ આવે ત્યારે માતા કે વડીલ ઠપકો આપે તોએ ગુસ્સો કરી તેનું અપમાન કરતા નથી, તેજ પ્રમાણે જો સાસુ સસરાની જોડે આપણે વર્તશું, તો તેના અળખામણા થવાનો વખત આવશે નહિ. વળી જેઠને સસરાની સમાન કે વડીલ ભાઇની સમાન તથા જેઠાણીને સાસુની સમાન ગણી માન આપવું. તેમ જેઠાણીએ દેરાણીને પુત્રી બરોબર તથા દિયેરને પુત્ર બરોબર ગણી સદાયે તેનું મન સંતોષાય તેવી રીતે કરવું; નણંદ ભોજાઇએ એક બીજા ને બ્હેન સમાન ગણી માન આપવું, ને એક બીજાનાં મન દુઃખાય તેવી રીતે વર્ત્તવું નહિ; તેમ દીયેર, જેઠ, નણંદ, વગેરેનાં છોકરાંને પોતાનાં છોકરાં બરોબર ગણીને તેઓને કોઇ પણ પ્રકારનું દુઃખ કે અસંતોષ લાગવા જેવું આપણી તરફથી થવા પામે નહિ, તેની બને ત્યાં સુધી સંભાળ રાખવી; તેમજ આપણે ઘેર પતિ વગેરેના મિત્ર આવે તો તેને મર્યાદા સહિત યોગ્ય માન આપી બોલાવવાં. આ વગેરે આપણી ફરજો બજાવવા ચુકવું નહિ, તેમજ આજ કાલ ઘણી સાસુઓ

વહુઓને ઘાટણ સમાન ગણી અનેક પ્રકારનાં દુઃખ દે છે, પણ સાસુએ સમજવું જોઇએ કે આપણે પણ એક વખત વહુ હતાં, જો આપણને આટલું દુઃખ પડયું હોય તો કેવું લાગે. માટે સાસુએ વહુને દીકરી સમાન ગણી ધીમે ધીમે તેની ભુલ સુધારવી. બ્હેનો, આપણે જો એક બીજા આવી રીતે સંપીને ચાલશું તો નક્કી સુખી થઇશું. માટે એક બીજા રાજી રહે તેથી ક્ષમા એ ગુણ ધારીને સદા વર્તવું; કેમકે કહ્યું છે કે,

ક્ષમા સબકો વશ કરે, ક્ષમા સમાન નહિં કોય,
ક્ષમા જાણ જેહી હસ્તમેં, દુરીજન રહે ન કોય.

બ્હેનો, આપનો અમુલ્ય વખત જે મેં લીધો છે, તેને માટે સર્વે બ્હેનો મને ક્ષમા કરશો, એવી હું આશા રાખું છું.

---

## ( ૩ )

## હિન્દુ પુરૂષ સંસાર.

---

**પ્રિય માતાઓ અને બ્હેનો,**

આજે હું "હિન્દુ પુરૂષ સંસાર" એ વિષય ઉપર બે બોલ બોલું છું. પણ તે શરૂ કરતાં પહેલાં સર્વ વાચક ભગિનીઓને તથા માતાઓને એટલી વિનંતિ કરૂં છું કે આ લખાણમાં કાંઇક વધારે પડતું છે એમ જો કોઇને લાગે તો મારા ઉદાર મનના વાંચકો મને ક્ષમા આપશો.

પૂજ્ય માતાઓ તથા પ્રિય બ્હેનો, આપણે જ્યારે ત્યારે "હિન્દુ સ્ત્રી સંસાર" એ વિષય ઉપર અનેક જાતના લેખો લખેલા જોઇએ

છીએ, અને આપણા દુઃખના રોદણાં રડીયે છીએ. જોકે તેમાં એકે વાત અસત્ય હોતી નથી, પણ આપણે જેમ પુરૂષોના દોષ કાઢીએ છઇએ તેમ આપણને આપણા દોષ પણ જોવા જોઇએ. જે રીતે આપણાં દુઃખના કારણનો આપણે ઘણી વખત પુરૂષો ઉપર આક્ષેપ મુકીએ છીએ તેવી રીતે સ્ત્રીઓ પણ ઘણી વખત તેઓનાં દુઃખનું કારણ થઇ પડે છે. માટે તેઓના ઉપર પણ તે આક્ષેપ આવી શકે છે.

પ્રિય વાંચકો! હું કંઇ એમ નથી કહેવા માંગતી કે સર્વે સ્ત્રીઓ મારા કહેવા પ્રમાણે પુરૂષોને પજવે છે અને દુઃખનું કારણ થઇ પડે છે; જેમ સર્વ સ્ત્રી આપણા કહ્યા પ્રમાણે દુઃખી નથી તેમ સર્વ પુરૂષો પણ દુઃખી નથી. પરંતુ જે પ્રમાણે અજ્ઞાન વર્ગનાં પુરૂષોની સ્ત્રીઓ આપણે દુઃખી થતી અને રીબાતી જોઇએ, તેનાં કરતાં એ વધારે, અભણ તથા ભણેલી સ્ત્રીઓના પતિ પણ સ્ત્રીઓની અજ્ઞાનતાને લીધે તથા ખોટા સુધારાને લીધે કેટલીક જગ્યાએ અનેક જાતનાં માનસિક દુઃખ ભોગવતા, તથા ગૃહસંસારથી કંટાળેલા આપણે જોઇએ છીએ. ખરૂં જોતાં તો ભણેલા પુરૂષોની સ્ત્રીઓ જેટલી દુઃખી નીકળશે તેના કરતાં, મોટો ભાગ ભણેલી સ્ત્રીઓના પતિનો નીકળશે. કોઇ કદાચ કહેશો કે જો ભણેથી સ્ત્રીઓ પુરૂષોના દુઃખનું કારણ થઇ પડે છે, તો પહેલાં દરેક સતીઓ ભણેલી હતી અને તે વિદ્યાને લીધે પુરૂષોનાં દુઃખ ઓછા કરવાને શક્તિવાન થતી હતી તે શી રીતે થઇ શકે?

હું કબુલ કરૂં છું કે તે તમારી શંકા યથાર્થ છે. અને સ્ત્રીઓ ભણેથી બગડી જશે એ માન્યતા ભૂલ ભરેલી છે. સ્ત્રીઓને ભણાવવી તો જોઇએજ; કેમકે જેની પાસે વિદ્યા નથી તેનું સર્વ સુખ નથી. તેનું જીવતર વ્યર્થ છે. અવિદ્યાવાન મનુષ્યમાં તથા પશુમાં કાંઇ પણ ફરક નથી. ભણેલી સ્ત્રીઓ પુરૂષોનાં દુઃખનું કારણ થઇ પડે છે તેમાં

વિદ્યાનો દોષ નથી, પણ જો તમે પહેલાંની સતીઓને અપાતું હતું તેવું જ્ઞાન આપશો તોજ ભણેલી સ્ત્રીઓના પતિ સુખી થઇ શકશે. બાકી આજનાં ગોખણપટ્ટીવાળાં, જેમાં સ્ત્રી ઉપયોગી કંઇ પણ શિક્ષણ ન મળે, ને વેપાર ધંધા કરનાર પુરૂષોને તથા ઘર કામ કરનાર સ્ત્રીઓને એકજ સરખાં મળતાં જ્ઞાનથી કદીપણ તે પુરૂષોને સુખી કરી શકશે નહિ.

પ્રાચીન કાળમાં સ્ત્રીઓને કેવી જાતનું શિક્ષણ મળતું હતું ને તેથી કરીને તે પુરૂષોને કેટલી સુખી કરી શકતી હતી તે તરફ આપણે પહેલાં નજર નાંખીએ, ને પછી હાલનું સ્ત્રી શિક્ષણ અને તેને લીધે પુરૂષોને ભોગવવું પડતું કષ્ટ એ તરફ આપણે તપાસ કરશું, તો પુરૂષોના દુઃખનું કારણ આપણે સમજી શકશું.

## પ્રાચીન કાળનું સ્ત્રીશિક્ષણ તથા તેને લીધે પુરૂષોથી ભોગવી શકાતું સુખ.

પ્રાચીન કાળમાં કેવું સ્ત્રી શિક્ષણ મળતું હતું? શું હાલની જેમ અધું અને ગોખણપટ્ટીવાળું મળતું હતું? નહીં. જો એવું શિક્ષણ મળતું હોત તો તો સ્ત્રીઓ એવી રીતે નામાંકિત થઇ શકતજ નહિ, અને પુરૂષોને કે કુટુંબીઓને સુખી કરી શકતજ નહિ, ત્યારે શું આપણા ગામડીઆ લોકોની જેમ સ્ત્રીઓને અભણ રાખવાની રીતિ હતી? ના, તેમ પણ નહોતું. પ્રાચીન સતીઓનાં જેટલાં ચરિત્રો આપણે વાંચીએ છીએ તેમાંથી ઘણા ખરાં ચરિત્રમાં એમ નથી મળતું કે અમુક ચરિત્રની નાયક સતી અભણ હતી. દરેકને સરવાળે તે ભણેલી હતી એમ જાણવામાં આવે છે. ત્યારે તેને કેવું શિક્ષણ આપતા હતા?

તેમને પહેલાં તો સ્વભાષાનું જ્ઞાન સારી રીતે આપતા હતા, અને પછી વયમાં આવતાં "ગૃહસંસારનું" એટલે ઉત્તમ પાકશાસ્ત્રનું,

સ્વચ્છતાનું, સર્વ કુટુંબી સાથે તથા પતિની સાથે કેમ વર્તવું તેનું, બાળકોને કેમ ઉછેરવા, તેઓને કેવું શિક્ષણ આપવાથી તેઓ ઉત્તમ અને નામાંકિત થાય, તેઓની સંભાળ કેવી રીતે રાખવી, તેઓનો ખોરાક કેવો રાખવો, તથા તેઓના તરફ પોતાની ફરજ શું છે તે શિખવતા હતા. તેની સાથે સાધારણ ઘરઉપયોગી વૈદું, શીવણ કામ, ભરતકામ વગેરે, હમેશની ઉપયોગી ચીજોનું ખાસ જ્ઞાન આપતા હતા. તેઓને કંઇ આજની જેમ, સ્કુલમાં વાંચતાં લખતાં શિખ્યાં કે શિક્ષણની સમાપ્તિ થઇ જતી નહોતી. તેઓને ઘરમાં પણ માતાપિતા તથા કુટુંબાજનો તરફથી ઉંચા પ્રકારનું જ્ઞાન આપવામાં આવતું હતું, તથા લખવા વાંચવાનું જ્ઞાન થયા પછી ધર્મશાસ્ત્રો શિખવવામાં આવતાં; એ ઉંચા પ્રકારના જ્ઞાનને લીધે તે સ્ત્રીઓ કેટલી સુખી હતી, અને પતિને તથા કુટુંબીઓને કેટલાં સુખી કરી શકતી હતી, તે સતીઓના ચરિત્રો વાંચવાથી આપણને સમજાઇ શકે છે. તે સ્ત્રીઓના સ્વામીઓને કંઇ આજની જેમ ઘરની ચિંતા રાખવી પડતી નહોતી, કે ઘરમાં આવતાંની સાથે બાઇની વાક્યબાણવૃષ્ટિ, માતાનો તિરસ્કાર, અને સ્ત્રીનાં રોદણાં સાંભળવાં પડતાં નહોતાં. આગળની સતીઓ સુશિક્ષણને લીધે સ્વામીનો તિરસ્કાર, વડીલોનું અપમાન, કે દિયર, નણંદ કે જેઠ વિગેરે સ્વજનો તરફ અભાવ, એમાંનું કંઇપણ કરતી નહોતી; તેથી પુરૂષો સદા પોતાના કામધંધામાં નિશ્ચિંત વળગી રહેતા હતા. અને તેઓ સ્વર્ગનું સુખ અહિંયાંજ છે એમ માની શકતા હતા. સ્ત્રીઓ ઘરકામ તથા ગૃહ વ્યવસ્થા ઉત્તમ રીતે શિખેલી હોવાથી પતિ ઉપર કોઇ પણ જાતનો ઘરનો બોજો નાંખતી નહોતી. ભણેલી ને વિદ્વાન હોવાથી આજની સ્ત્રીઓની જેમ આડોસી પાડોસી સાથે કે

ઘરના બીજાં માણસો સાથે આખો દિવસ લડી વઢી સાંજે પતિ આવે ત્યારે તેની પાસે કર્મકથા કાઢી તેને પજવતી નહોતી. નવરાશનો વખત તેઓ નિંદા કાઢવાને બદલે સારા પુસ્તકોનો અભ્યાસ કરે, એટલે તેનાં જ્ઞાનમાં શું ન્યૂનતા રહે ! ધર્મશાસ્ત્રોનો અભ્યાસ હોવાને લીધે પોતાના ધર્મ શું છે તે તો સારી રીતે સમજતી હતી. અને માતપિતા તરફથી સુશિક્ષણ મળેલું હોવાથી તે પોતાના ધર્મો સારી રીતે પાળતી હતી. તેઓ પોતાના પતિને પોતાના પૂજ્ય દેવ પ્રમાણે સમજતી હતી. સદા તેમની તરફ માનની દૃષ્ટિએ જોતી હતી. તેનું વચન ઉલ્લંઘીને કદી પણ તેને દુઃખ કરતી નહોતી. સદાએ તેની સાથે નિષ્કપટથી વર્તીને વખત આવે તેઓને સારૂ પ્રાણ આપવા પણ વિલંબ કરતી નહોતી. પતિની ઇચ્છાની તે કદી વિરૂદ્ધ વર્તન રાખતી નહોતી, પતિના માતપિતા તથા કુટુંબીઓને તે પોતાનાજ માતપિતા તથા કુટુંબીઓ ગણતી હતી. આજે આવા પ્રકારનું શિક્ષણ ક્યાં છે ? ક્યાં આવી ભારત રમણીઓ છે ! જો તે નથી તો તમે કહો કે પુરૂષો શી રીતે સુખી હોઇ શકે ? આજે કેટલીક જગ્યાએ ઘર તરફની તથા સ્ત્રી તરફની પુરૂષોને કેટલી ચિંતા રાખવી પડે છે, તથા મૂર્ખ સ્ત્રીઓને લીધે તેઓને કેવો ક્લેશ સહન કરવો પડે છે, તેનો વિચાર કરતાં તો મને એમ લાગે છે કે આપણે “ હિન્દુ સ્ત્રી સંસાર ” ની દયા ખાઇએ છીએ તેના કરતાં વધારે “ હિન્દુ પુરૂષ સંસાર ” ની દયા ખાવી જોઇએ; કેમકે સ્ત્રીઓને ગમે તેવું દુઃખ છતાં એક ઘરનીજ ચિંતા રાખવાની છે. ત્યારે પુરૂષને તો મૂર્ખ સ્ત્રીઓને લીધે ઘરની, કુટુંબની તથા ઉદર પોષણને માટે બહારની પણ ચિંતા રાખવી પડે છે.

## હાલનું સ્ત્રીશિક્ષણ અને તેને લીધે પુરૂષોને ભોગવવાં પડતાં કષ્ટો.

પ્રિય વાંચકો ! શું હાલમાં સ્ત્રીઓને પ્રાચીન કાળમાં બતાવેલા-માંનું એક પણ શિક્ષણ સારી રીતે મળી શકે છે ? શું તેઓને માતા પિતા તરફથી ઉત્તમ જ્ઞાન મળે છે ? જો કે બધે નથી મળતું એમ ન કહી શકાય પરંતુ તે બહુ થોડીજ જગ્યાએ મળી શકે છે. હાલનું સ્ત્રીશિક્ષણ કેવા પ્રકારનું છે ? તે અધુરૂં છે. કદાચ તમે કહેશો અધુરૂં કેમ ? તો તેના જવાબમાં એટલુંજ કહેવું બસ છે કે હાલમાં ઇતિહાસ, ભૂગોળ ને વ્યાકરણ વગેરે ગોખણપટ્ટીવાળા શિક્ષણ સિવાય બીજું કંઇજ શિક્ષણ આપવામાં આવતું નથી. અંગ્રેજી શિક્ષણનો મોહ ઘણી જગ્યાએ વધી ગયો છે. જો કે અંગ્રેજી શિક્ષણ કંઇ સ્ત્રીઓને માટે ખરાબ તો નથી; પુરૂં અપાય તો સારૂં છે, પણ સ્વ-ભાષાનું જ્ઞાન પુરૂં આપીને પછી પરભાષાનું જ્ઞાન આપવું જોઇએ. બાકી તો બધુંજ થોડું થોડું આપવાને લીધે જેમ, "અધુરો ઘડો ઘણો છલકાય" તેવી સ્થિતિ આપણી બહેનોની થાય છે. તેઓ ખોટાં સુધારાના મોહમાં પડે છે.

## અધુરા શિક્ષણનું પરિણામ તથા તેવી સ્ત્રીઓના પતિનો સંસાર.

કેટલીક સ્ત્રીઓ તો એવી પણ મળશે કે જે અંગ્રેજી, ગુજરાતી વિગેરે ભણેલી હોય પણ રસોઇ કેમ થતી હશે તેની તો જરાએ ખબરજ ન હોય, બાળકને કેમ ઉછેરવાં તે તો આયા કે નોકર ચાકર જાણે, જો ભટ ન હોય તો બજારનું મંગાવીને ખાવાનો વખત આવે, ફૅશનની ફીશયારી તો તેના મગજમાંથી એક ઘડી પણ ખસે

નહિ. બાઇસાહેબને પહેરવાને લાંબી બાંઇનું ફૅનસી પોલકું, ( જેમાં રૂપિયે વારના કપડા ઉપર પાંચ સાત રૂપીયા સિલાઇ થાય ), બારીક ફૅન્સી સાડીયો, ( કે જે એક વખત પહેરતાની સાથે ઘણી ખરી નકામા જેવી થઇ જાય, અને જેમાં પોતાની મર્યાદા ન સચવાય એવી તો બારીક હોય ) ઉંચી એડીનાં બૂટ, મોજા ( એના વિના તો એક ડગલુંએ ચલાય નહીં ), અને જેને બધું લાવવાની ધણીની શક્તિ ન હોય તો ફાવે તો દેવું કરીને લાવી આપે પણુ લાવવું તો જોઇએજ; મને કાંઇ ફૅન્સી કપડાં વગર ચાલશેજ નહિ. મ્હારાથી કાંઇ જાડાં કપડાં પહેરાશેજ નહિં. બૂટ, મોજા તો પહેલાંજ જોઇશે, તે વગર ફરવા શી રીતે જવાય ? જો બધું પુરૂં પાડવાની શક્તિ નહોતી તો સંસાર શું કામ માંડયો ? એમ કહીને તરતજ ઉભી રહેશે. ઘરમાં કોઇની જોડે જરાક બનતું ન આવ્યું ( બને તો શાનુંજ ! સ્વભાવ સારા હોય તો બનેને ! ) તો તરત કહેશે કે કાંતો ઘરમાં એ નહિ ને કાંતો હું નહિ. જો એને ઘરમાં રાખવી હોય તો હું મારે મારે પિયર જાઉં છું ! નહિં તો જો મને ઘરમાં રાખવી હોય તો એને ઘરમાંથી દૂર કરો !

બિચારા પુરૂષો છેવટે કંટાળીને પોતાના પ્રિય જનોને દૂર કરે ! શક્તિ હોય કે ન હોય પણુ બાઇસાહેબનાં રોજનાં કંકાસથી કંટાળીને બધુ મ્હોં માગ્યું તેને લાવી આપે તે છતાંએ ઘડીએ ઘડીએ તેને તિરસ્કાર સાંભળવો પડે તેમાં નવાઇજ નહિ ! એક ચીજ ધારી ન થાય કે પછી જોઇ લ્યો બાઇસાહેબનો મિજાસ ! ધણી તો જાણે તેના મનને ગુલામ ! સાસુ સસરા જાણે તેની આગળ નોકરો ! દિયર, જેઠ કે સસરો તો તેના જાણે હીસાબમાંજ નહિ ! તો બીજાં તો કયાંથીજ હોય ! માતા પિતા પણુ તેનું ગાયું ગાય તો ઠીક નહીં

તો તે પણ બાઇસાહેબને હિસાબમાં નહિ ! આવી સ્ત્રીઓ એકને નહિ પણ અનેક જીવને દુઃખી કરે છે. કુલીન કુટુંબીઓના ઘરમાં આવી જાતની વધૂ અથવા પુત્રી હોય તો તેને લીધે તેઓનું અંતઃકરણ રાત દિવસ કેવું દુઃખી રહ્યા કરે ને આવી સ્ત્રીનો પતિ કેવું સુખ ભોગવે તેનો વિચાર વાંચકો કરી લેશો !

પ્રિય વાંચકો ! આપણે અધુરી કેળવણી પામેલી સ્ત્રીના પતિનો સંસાર જોયો. હવે આપણે અભણ સ્ત્રીઓના પતિનો સંસાર કેમ ચાલે છે તે તરફ નજર કરીએ.

## અભણપણાનું પરિણામ તથા તેવી સ્ત્રીના પતિનો સંસાર.

પ્રિય વાંચકો ! જેમ અધુરી કેળવણી પામેલી સ્ત્રીનું પરીણામ દુઃખકારક નિવડે છે, તેમ અભણપણાનું પરીણામ પણ અતિ ભયંકર તથા હાસ્ય અને દયાજનક થાય છે. અભણ સ્ત્રીમાં વિદ્વત્તાની ખોટે કોઇપણ રોગ પારખવાની શક્તિ હોતી નથી ને તેના અંતરમાં વહેમે જ ઘર કરી મૂકયું હોય છે. ઘરમાં કોઇ જરા માંદું પડયું કે તરતજ ભૂત કે ડાકણ છે એમ કરીને અંધ શ્રદ્ધાને લીધે ધુતારાઓના દોરા ચિઠ્ઠી બાંધે છે. ભૂવાઓ પાસે ધૂણી કરાવે છે; એ વિગેરે અનેક ઢોંગ ધતુરા કરાવી કેટલીક વખત માણસોને મરાવી નાંખે છે. જો કે આ લક્ષણો તો અભણ પુરૂષોમાં પણ જોવામાં આવે છે, પરંતુ સ્ત્રીઓમાં વિશેષ કરીને હોય છે. પતિને કે કુટુંબીને વશ કરવા માટે ગમે તેવા ધૂતારાના દોરા ચિઠ્ઠી બાંધે છે, અને તેનું પરિણામ કોઇ વખત એટલું ભયંકર આવે છે કે તેનું વર્ણન કરવા મારી કલમ કંપે છે ! મેલી વિદ્યા વાળાનાં દોરા ચીઠ્ઠી કદીપણ શુદ્ધ ભાવનાં હોયજ નહિં, એ સ્વાભાવિક છે ! પણ તે [illegible] કારણો અ[illegible]

ઘણા વખત નિર્દોષ મનુષ્યોના પ્રાણ જાય છે; [illegible] કોઇ જન્મ

ભર ભોગવવી પડે એવી પીડામાં નાંખે છે. એ સ્ત્રીઓ પોતાનો કે પરનો કોઇનો પણ સ્વાર્થ સમજી શકતી નથી. જો છોકરૂં જરા માંદું પડયું તો કહેશે કે કોઇની નજર લાગી, તેથી માંદુ પડયું નહી તો માંદુ પડેજ શાનું? જો કોઇએ એની કોઇ ચીજ સારી છે એમ કહ્યું; તો કહેશે કે તેણે આપણી ચીજને ટોકી! નક્કી હવે આ ખરાબ થઈ જશે! જો કદાચ ગરમીને લીધે તેના માથાના વાળ ઉતરતા હોય તો કહેશે કે એને કોઇની નજર પડી! એવી રીતના અનેક વહેમો રાખીને કંઇક ઢોંગ ધતુરા કરતી જોવામાં આવે છે! પોતાને છોકરાં ન થતાં હોય કે ન જીવતાં હોય તો અનેક જાતનાં ટુચકાઓ, ને ધંતર મંતર કરાવીને પારકાં છોકરાંઓને હેરાન કરે છે: પણ તેઓ એમ નથી સમજતી કે કોઇને દુઃખી કર્યાથી કંઇ આપણાં કર્મમાં નહિં હોય તે સુખ આવી શકશે નહિં! ઉલટું બીજાને દુઃખી કરીને તે પોતાનું હોય તે પણ સુખ ખોઇ, વિના કારણે પોતાની ફજેતી કરે છે.

પ્રિય વાંચકો, અભણ સ્ત્રીઓનો મોટો ભાગ ઉપર જણાવેલાં દુર્ગુણોથી ભરેલો જોવામાં આવે છે. જો કે એવો વ્હેમ ભણેલી સ્ત્રીઓના મનમાં પણ હશે; ને ઉપર બતાવ્યા પ્રમાણે તેઓ પણ ધતીંગો કરતી હશે; પણ જે ભણી હશે પણ ગણી નહી હોય (પૂરેપુરૂં શિક્ષણ પામી નહી હોય) એવીજ સ્ત્રીઓ હશે, એટલે તેને પણ અભણ કહેવામાં મારા વિચાર પ્રમાણે કંઇ દોષ નથી. પ્રિય માતાઓ તથા બહેનો, આપણે અભણપણાનું પરિણામ કેવું આવે છે તે થોડું ઘણું જોઇ ગયા, પણ હવે તેનું કુટુંબી પ્રત્યેનું તથા આડોસી પાડોસી પ્રત્યેનું વર્તન કેવું હોય છે તે તપાસીશું, અને પછી તેના પતિનો સંસાર તપાસીશું, એટલે અભણપણાનું પરિણામ કેવું ભયંકર આવે છે, અને તેના પતિનો સંસાર કેવો દયાજનક હોય છે તે સમજી શકીશું.

## અભણ સ્ત્રીઓનું કુટુંબી તથા પાડાપાડોસી પ્રત્યે વર્તન.

ઉપર જણાવેલી સ્ત્રીઓને ઘરમાં કોઇની સાથે બનતું નથી. જેમ અધુરૂં ભણેલી સ્ત્રીઓ પોતાનો ગુન્હો છુપાવી બધાંને યુક્તિ બંધ જવાબ આપવામાં કુશળ હોય છે, તેમજ અભણ સ્ત્રીઓ ગાળા ગાળ કરવામાં હોંશીયાર હોય છે. કોઇએ એક બોલ કહ્યો હોય તો મોઢામાં આવે એવી ગાળોનો વરસાદ વરસાવવાને તે જરાએ અચકાતી નથી. (એક આંખમાં શ્રાવણ અને બીજી આંખમાં ભાદરવો વહેવડાવતી જાય ને ગાળો દેતી જાય, સાથે સાથે બહુ જોર આવતાં પોતાના છોકરાંઓને મારતી જાય, નહિ તો હાથમાં જે ચીજ હોય તે પછાડતી જાય) આવી સ્ત્રીઓને ઘરના માણસ સાથે તો શું, પણ આડોસી પાડોસી સાથે પણ બની શકતું નથી. બને કયાંથી ! બધાં સાથે બનાવરાવે તો વખત શી રીતે જાય ! જો કંઇક ભણેલી હોય તો પુસ્તકો વાંચવામાં વખત ગાળે, કે સારૂં શિક્ષણ મળ્યું હોય તો ભણી ન હોય તો પણ કંઇ ગૃહકાર્ય કે સારાં કાર્ય કરવામાં, છેવટે કંઇ નહિ તો પ્રભુભક્તિ કરવામાં વખત ગાળે. પરંતુ જેને વાંચતાં ન આવડતું હોય કે—આવડતું હોય છતાં શોખ ન હોય, અને સારૂ શિક્ષણ પણ ન મળ્યું હોય એટલે કોઈ સારાં કાર્ય કરવાની હોંશ ન હોય એ સ્વાભાવિક છે; ત્યારે પછી શું કરે ! જે કામ ન છુટકાતું હોય તે તો કરવુંજ પડે ! પણ પછી વખત કેમ કાઢવો ? કેમ શું ! આડોસી પાડોસીનાં ઘરમાં જઇને બેસવું, ને પછી એક બીજા સાથે બેહદ મશ્કરીને પછી હસવામાંથી ખસવું કરીને લડે, એક બીજાને મનમાં આવે તેવાં ન બોલવાના શબ્દો બોલે, એક બીજા તરફથી પોતાના ઘરમાં ન આવવા દેવાની પરવાનગી અપાય, હવે પછી કોઇ દિવસ તારા ઘરમાં નહીં આવું એમ પણ કહી દેવાય; સાંજ પડતાં પતિ ઘેર આવે કે તેના

આગળ પોતાનો દોષ છુપાવી બધી વાત કહી દેવામાં આવે. ( સામાની વિરૂદ્ધ જેટલા બને તેટલા કાન ભંભેરવામાં આવે ); એટલું થયા પછીએ જ્યાં બીજે દિવસ ઉગે એટલે પાછા એના ઘરમાં જઇને આગળ બતાવ્યા પ્રમાણે વહેવાર શરૂ થાય.

## એવી સ્ત્રીના પતિનો સંસાર.

પ્રિય વાંચકો, આવી સ્ત્રીના પતિનો સંસાર ઘણોજ દયાજનક હોય છે. એને કેટલી જાતનાં દુઃખો સહન કરવાં પડે છે એનું પૂરેપૂરૂં વર્ણન કરવા બેસીએ તો હું ધારૂં છું કે એક ભાગવત અથવા મહાભારત જેવડું પુસ્તક થાય !

આવી સ્ત્રીનો પતિ બિચારો સવારે પથારીમાંથી ઉઠે ત્યારથીજ કંઈ ને કંઇ નજીવી બાબતોને સારૂ કલેશ વેઠતો ઉઠે, ( સવારના એના પૂજા પાઠજ આ ), વખત થતાં જે મળે તે જમીને નોકરી ધંધે જાય, પછી આખો દિવસ બાઇસાહેબ ઉપર બતાવ્યા પ્રમાણે પસાર કરીને પતિ ઘેર આવે કે તેની આગળ ભાષણ ચાલે;—આજે તમારી માએ મને આમ કહ્યું અને તમારી બ્હેને આમ કર્યું ! ફલાણી પાડોસણ તો આમ બોલી, ને ફલાણીએ તો મારી આમ મશ્કરી કીધી, એ બધીઓ મને શું ગાંડી સમજે છે કે, મને બધી ભેગી થઇને આવી રીતે બનાવે ! હું કંઇ બધાનું સાંભળી રહેવાની નથી ! કંઈ મારે ઘેર બંધીઓ પુરૂં કરવા આવતી નથી ! આપણે અહીંથી ખાલી કરો ! એમ એનું માથું ખાતા ખાતાં વળી કંઈ બીજું આવે એટલે એ વાત પડતી મુકીને બીજા માટે ભાષણ શરૂ થાય; મારી માસીની છોકરીના વરે તો એને સોનાના દાગીના કાર્યા. એનાં સાંકળાં તો કેવાં સરસ છે, તમે તો કંઈ નહિ ! મારા લગ્નને આજ આટલાં વરસ થયાં પણ કંઇ કરાવ્યું નહિ ! હું તો પરણીને આવી ત્યારથી

ઘરમાં ઘાટણુની પેઠે કામ કરૂં છું. બધાનું વૈતરૂં કરવાનું ને એક દાગી-નાનીએ ઘરમાં આશા નહિ. મારા કાકાની છોકરી હમણાં પરણી, ત્યારે કેટલા બધા દાગીના તેના વરે કરાવ્યા છે ! હવે ઘરમાં ભાઇનાં લગ્ન આવ્યાં, કાલે ઉઠીને બ્હેન પરણશે. તે કંઇ દાગીનો કરાવ્યા વગર ચાલશે ? પાસે પૈસાની છુટ ન હોય તો મારવાડી ગોતીયે તો દેવું તો થાય પણ તેથી કંઇ આવ્યું ટાંણું એમને એમ જાય ! મેં તમારી સાથે પરણીને શું સુખ જોયું, વિગેરે, વિગેરે.

વાંચક માતા તથા ભગિનીઓ, પતિ બીચારો થાક્યો પાક્યો કંટા-ળીને ઘેર આવે ત્યારે કંઇ પણ ખાવા પીવાની કે થાક લેવાની વ્યવસ્થા તો બાજુ પર રહી, અને આવી રીતની અનેક વાક્યબાણવૃષ્ટિઓ તેને સાંભળવી પડે. કેટલીક વાર બહુ કલેશથી કંટાળીને જે કાર્ય પોતાને ન પસંદ હોય તે પણ કરવું પડે. તેનું હવે બહુ વિસ્તારીને વર્ણન કરવાથી શું વધારે છે. આપણે એવા અનેક દાખલા ઘણી વખત જોઇએ છીએ કે કેટલાક પિતાને પુત્ર યા પુત્રીના લગ્ન વહેલાં કરવાં પસંદ હોતાં નથી; પણ લાહાવો લેવાને ઉતાવળી થઈ ગયેલી માતાઓ ધીરજ ધારી શક્તી નથી, ને અનેક જાતનાં કંકાસ કરીને લગ્ન ઉતાવળથી કરાવે છે ! કેટલીક બાળાના પિતાઓને બાળાને વધારે ભણાવવાનું મન હોય છે, છતાં જૂના વિચારની તેની માતા અથવા ઘરના બીજા કોઇ વડીલ સ્ત્રીના કલેશથી કંટાળીને તેમ કરી શકાતું નથી ! કેટલાક પુરૂષોને શક્તિ ન હોવા છતાં સ્ત્રીઓના રોજના કંકાસને લીધે દેવું કરીને પણ દાગીના કરવાની ફરજ પડે છે, અને વખત જતાં તે દેવાનું વ્યાજ વધી વધીને રકમ વધતી જાય છે, પણ પાસે પૈસા ન હોવાથી દેવું ચુકવી શકાતું નથી; એટલે લેણદારોનો અનેક જાતનો જુલમ સહન કરવો પડે છે. સાથે સાથે ઘરમાં મૂર્ખ સ્ત્રીઓનો જુલમ પણ સહન કરવો પડે છે ને તેથી તે બહુ મુંઝાઈ જાય છે. એનું પરિણામ

છેવટે એ આવે છે કે કેટલાક કાચા મનના પુરૂષો આપઘાત કરી બેસે છે; નહિ તો રાત દિવસ મુંઝાઇ મુંઝાઈને લોહીનું પાણી કરે છે. ચિંતાને લીધે શરીર નિર્બળ થઇ જાય છે, ને તેનો બિચારાનો અંત જલદીથી પાસે આવી પહોંચે છે.

પ્રિય વાંચકો, સ્ત્રીઓને ઉતારી પાડવાના હેતુથી હું આ બધું કહું છું એમ નથી, પરંતુ જો તમે બારીકીથી તપાસ કરશો, તો આ બધું જે મેં કહ્યું છે તે કેટલે અંશે ખરૂં ખોટું છે, તે તમે બરાબર સમજી શકશો !

વાંચક માતાઓ તથા ભગિનીઓ, મેં ઉપર પ્રમાણે ચાલતો પુરૂષોનો સંસાર કેટલીક જગ્યાએ જોયો છે તથા સાંભળ્યો પણ છે; ને તેને લીધે મારા મગજમાં એકાએક એમ થઇ આવ્યું કે બિચારા પુરૂષો સ્ત્રીઓની જેમ જેની તેની પાસે દુઃખનાં રોદણાં રડી શકે નહીં, એટલે તેમનોજ દોષ સૌને વધારે લાગે એ કેટલું બધું અયોગ્ય કહેવાય ? એવો મ્હારા મનને જુસ્સો આવતા ઉપરનો લેખ મારાથી લખાયો છે; જો કદાચ એમાં કાંઇ અયોગ્ય લખાયું હોય તો મ્હને દરગુજર કરશો.

જે પુરૂષોનો સંસાર ઉપર પ્રમાણે ચાલે છે, તેમની સ્થિતિ દયા-જનક છે કે નહીં ?

---

## ( ૪ )

## હિન્દુ વિધવાનું જીવન ઉપયોગી કેમ થઇ શકે ?

પ્રિય માતા પિતાઓ તથા બંધુ ભગિનીઓઃ—હિન્દુ વિધવાનું જીવન ઉપયોગી કેમ થઇ શકે એ બાબતમાં મારી સમજશક્તિ ઘણી ઓછી છે. એટલે યોગ્ય માર્ગ બતાવી શકીશ કે નહિ તે કહી શકતી નથી, છતાં જે થોડા માર્ગો બતાવું છું તે મારા સુજ્ઞ વડિલો ધ્યાનમાં

લઇ તે પ્રમાણે વિધવાઓનું જીવન સુધારવા પ્રયાસ કરશે તો પણ અનાથ વિધવાઓના નિરર્થક જીવનને ઘણા ફાયદા થશે એમ મારૂં માનવું છે. પ્રિયજનો, પહેલાં આપણે હિન્દુ વિધવાઓની સ્થિતિ હાલમાં કેવી છે તે તપાસીશું.

## હિન્દુ વિધવાઓની સ્થિતિ.

ઘણી જગ્યાએ આપણે જોઇએ છીએ તો વિધવાઓની સ્થિતિ ઘણીજ ભયંકર અને દયાજનક જોવામાં આવે છે. કેટલીક વિધવાઓને પેટપુરતું ભોજન આપવાને પણ સંબંધીઓ આનાકાની કરે છે. આપણામાં વિધવાઓને સળગતી સગડીનું રૂપ ધારવામાં આવે છે. તે બિચારીનાં બળતા હૃદયની દયા ન જાણતાં અનેક જાતનાં કઠણ વચનો તેને કહેતાં, અને ઘણીક રીતે તે બિચારીઓને સંતાપતાં આપણે જોઇએ છીએ. કોઇએ એમ ન ધારવું કે આ ટીકા હું અમુક કુટુંબ કે અમુક જાત ઉપર લખું છું. તેમ મારૂં કહેવું કાંઇ એમ નથી કે સર્વે ઠેકાણે વિધવાઓની સ્થિતિ આવીજ હોય છે. પણ કેટલીક જગ્યાએ આ પ્રમાણે વર્તન થતું જોવામાં આવે છે. સ્ત્રી વિધવા થઇ તેમાં જાણે તેનોજ દોષ હોય એમ આપણા લોક સમજે છે; ને તેને ખરાબ પગલાંની વિગેરે અનેક કુશબ્દો કહેવામાં પાછા હઠતાં નથી.

પ્રિયજનો, વિચાર કરો કે વૈધવ્ય આવવાથી તે બિચારીનું હૃદય તો શોક રૂપી અગ્નિમાં ડુબેલું હોય; અને વળી તેમાં આવી જાતના તેના ઉપર દુઃખ નાંખવામાં આવે, પછી તેની શક્તિ સારાં કાર્યો કરવાને ક્યાંથી ખીલી શકે ? નહિજ ખિલે. પણ ઉલટું તેનું મન બહુ મુંઝાતાં અકાર્ય કરવામાંજ સુખ માનશે.

જ્યારે કેટલીક જગ્યાએ ઉપર પ્રમાણે વિધવાઓની સ્થિતિ જોવામાં

આવે છે ત્યારે ઘણીક જગ્યાએ તેનાથી ઉલટુંજ દૃષ્ટિએ પડે છે. કેટલાક માતાપિતા વિધવા છોકરીને ઘણીજ લાડ લડાવે છે તેને સારૂં શિક્ષણ આપવાને સારૂં ધ્યાન રાખવાને બદલે, રખેને બ્હેનને આમ કહેતાં ઓછું આવશે, કે રખેને બ્હેનને શિખામણ દેતાં ખોટું લાગશે, એ તરફ વધારે ધ્યાન અપાતું જોવામાં આવે છે. ખોટું લાગશે કે ઓછું આવશે આવી બ્હીકથી કેટલાક માતા પિતાઓ છોકરી ગમે તેમ વરતે કે ઘરમાં ગમે તેટલો કલેશ કરે પણ એક શબ્દ તેની વિરુદ્ધ બોલતાં નથી. અને આવી તેમની ભૂલોને લીધે છોકરી છેકજ સ્વતંત્ર બની જાય છે; અને પોતાની મરજી મુજબ વરતવાની ઇચ્છા કરે છે. પ્રિયજનો, મ્હારૂં એમ નથી કહેવું કે માતા પિતાઓ વિધવા બાળાને લાડ ન લડાવે. માતા પિતા નહિ લડાવે તો પછી તેને બિચારીને આ સંસારમાં બીજું કોણ છે કે તેના ઉપર મમતા રાખશે! પરંતુ મારૂં કહેવું એમ છે કે એકદમ બેહદ જુલમ અથવા લાડ એ બેમાંથી એકકે ચીજ તેનું જીવન સુધારી શકશે નહિ.

જો તમે વિધવાઓનું જીવન સુધારવા અને ઉપયોગી બનાવવા ચહાતા હો તો ઉપરની બેઉ રીતિનો ત્યાગ કરવો જરૂરની છે. જેમ મહેતાજી છોકરાઓ ઉપર બહુ દાબ રાખવા જાય છે તો છોકરાઓ આનંદ રહિત થવાથી સારી રીતે અભ્યાસ કરી શકતા નથી; તેમજ મહેતાજી જરાએ દાબ ન રાખે તો છોકરાઓ મનમાં આવે તેમ વર્તે અને અભ્યાસ વધારતા નથી. એવીજ રીતે જો તમે વિધવાઓને બહુ દુઃખી કરશો તો તે બિચારી દુઃખને લીધે પોતાના જીવનનું કંઇ પણ સાર્થક કરી શકશે નહિ. તેમજ જો બહુ લાડમાં રાખશો તો મોજમઝા સિવાય બીજું કંઇ પણ કરવું તેને ગમશે નહિ. માટે પ્રિયજનો, ઉપરના બેમાંથી કોઇ પણ રસ્તો વિધવાઓ માટે ભૂલે ચુકે

પસંદ કરશો નહિ. અને એને સારી કેળવણી આપશો, અને સદા માનની દૃષ્ટિથી જોશો.

## વિધવા પ્રત્યે કુટુંબીઓની ફરજ.

પ્રિયજનો, દરેક વિધવાઓ પ્રત્યે તમારી ફરજો શું છે તે તમારે સમજીને બજાવવી જોઇએ. તેઓની સાથે સદા મમતાથી વર્તીને તેમની ભૂલ હોય તે ધીમે ધીમે યુક્તિથી સુધારવી, તથા તેમના મનનું વલણ જેમ બને તેમ સારા પુસ્તકો વાંચવા, તથા મંદિરે મંદિરે દોડવાને બદલ ઘરમાંજ પ્રભુ ભક્તિ કરવા તરફ વાળવું, ને તેઓને તેઓના ધર્મો સારી રીતે સમજાવવા; તેનું મન જેમ પરમાર્થમાં જોડાય તેવા ઉપદેશો આપવા. જો પોતાથી ન બની શકે તો કોઇ વૃદ્ધ અને જ્ઞાનવાન શિક્ષક પાસે શિક્ષણ અપાવવું. સદાએ તેનો સંગ કેવા માણસમાં છે તેની સંભાળ રાખવી. જેમ બને તેમ સારા માણસમાં તેનો સહવાસ વધે એવી રીતે કરવું.

તેનું મન આત્માના અમરપતિ (શ્રી હરી) તરફ ભક્તિ વાળું થાય, અને તેનો નિર્મળ પ્રેમ તે પતિમાંજ રહે એવી રીતનું શિક્ષણ આપવું. તેને ઘરમાં ગોંધી ન રાખતાં શિક્ષણ લેવા લાયક મેળાવડાઓ મળતા હોય, કે જ્યાં ખોટી નિંદા કુથલી ન થતી હોય, એવી જગ્યાએ જવા આવવાની છુટ આપવી. તેની ઉપર દયા દૃષ્ટિ રાખીને તેના સંકટો દુર થાય એમ કરવું.

## વિધવાએ કેવું વર્તન રાખવું જોઈએ.

વિધવાઓએ હમેશાં ઘરમાં જે વડિલ હોય તેની આજ્ઞા પ્રમાણે વર્તીને પોતાના શિયળનું રક્ષણ કરતાં રહી, પોતાના કુટુંબીઓની સાથે રહેવું.

કદી પણ બને ત્યાં સુધી સ્રીઓએ એકલા સ્વતંત્ર પણે રહેવાની

ઇચ્છા કરવી નહિ. કેમકે મનુ ભગવાન પણ આજ્ઞા કરે છે કેઃ—

**बाल्या वा युवत्या वा वृद्धया वापि योषिता ।**
**न स्वातन्त्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥**

(મનુસ્મૃતિ, અધ્યાય ૫, શ્લોક ૧૪૭.)

બાળક, જુવાન, અથવા તો વૃદ્ધ સ્ત્રીએ ઘરમાં કંઇ પણ કાર્ય સ્વતંત્ર પણાથી કરવું નહિ.

વળી મનુભગવાન કહે છે કેઃ—

**बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्ययौवने ।**
**पुत्राणां भर्तरि प्रेते नार्हति स्त्रीस्वतन्त्रताम् ॥**

સ્ત્રીએ બાલ્યવયમાં પિતાની આજ્ઞામાં રહેવું, જુવાન વયમાં પતિની આજ્ઞામાં રહેવું, અને પતિ મરી ગયા પછી પુત્રોનાં રક્ષણમાં રહેવું, પરંતુ સ્ત્રીએ સ્વતંત્રતા ભોગવવી નહિં.

મંદિરે મંદિરે દર્શન કરવા સારૂં દોડવાના ફાંફાં મારવાને બદલે ઘરમાં રહીને શુદ્ધ મનથી પ્રભુભક્તિ કરવા સર્વે બહેનોએ પ્રયત્ન કરવો જોઇએઃ કેમકે,

**कुरुते गंगासागरगमनं व्रतपरिपालनमथवा दानम् ।**
**ज्ञानविहीने सर्वमनेन मुक्ति र्नभवति जन्म शतेन ॥**

(ચર્પટ પંજરિકા.)

અર્થઃ—ગંગાસાગરમાં ગમન કરવાથી અથવા વ્રત ( નિયમો ) નું પાલન કરવાથી, અથવા ( દેશ, કાલ અને પાત્રનો વિચાર કર્યા વગર ) દાન દેવાથી, અથવા એ સર્વ કરવાથી પણ સો જન્મે જ્ઞાન વિના જીવની મુક્તિ થતી નથી. માટે પહેલાં મનને શુદ્ધ કરવું. જ્યાં સુધી મન પવિત્ર નથી, ત્યાં સુધી જોઇએ તો મંદિરોમાં દરશન

કરો, કે સાધુસંત અથવા આચાર્યોની સેવા કરો, પણ તેમાંથી કંઇ પણ લાભ થશે નહી, પણ ઉલટો કેટલીક વખત ગેરલાભ થવાનો સંભવ રહેશે.

વળી વિધવા બ્હેનોએ એમ ન સમજવું કે આપણી જીંદગી નિરર્થક છે. અલબત સંસાર સુખને સારૂં આપણી જીંદગી નિરર્થક છે. પણ જો આપણે ધારી શકીએ અને આપણા કુટુંબી તરફથી સહાયતા મળી શકે તો આપણી નિરર્થક સમજાતી જીંદગી પણ ઉપયોગી થઇ શકે છે. આપણે લોકોપયોગી ઘણાં કાર્યો કરી શકીયે, ને સંસારને ભાર રૂપ નહીં, પણ મદદ રૂપ થઇ શકીએ.

આપણને કદાચ કોઇ તરફથી સહાયતા ન મળી શકે કે આગળ પડતાં પરમાર્થ વગેરે કાર્યો કરવાને આપણી બુદ્ધિ ચાલી ન શકે તો પણ શું ? શુદ્ધ ભક્તિ તથા સદાચાર વગેરે આપણા ધર્મો પાળવાને તો આપણે પ્રયત્ન કરવોજ જોઇએ; એમાં કાંઇ આપણને કોઇની ખાસ સહાયતા માગવાની જરૂર પડે તેમ નથી, કે જેથી કરીને આપણે નિરુપાય થઇને બેસી રહેવું પડે. સદાચાર પાળવો કે ન પાળવો, પ્રભુ ભક્તિ કરવી કે ન કરવી તે સર્વ વાતો આપણા હાથમાં છે. માટે તે તરફ લક્ષ આપવા ચૂકવું જોઇતું નથી.

## વિધવાઓનું જીવન ઉપયોગી કેમ થઈ શકે.

પ્રિયજનો, જો તમો વિધવાઓનું જીવન ઉપયોગી કરવા ચહાતા હો તો, ઉપર બતાવ્યા પ્રમાણે તેને શુભ શિક્ષણ આપવાને આળસ રહિત થાઓ.

તેના હૃદયમાં જ્ઞાનરૂપી દીપકનો પ્રકાશ કરીને તેના અજ્ઞાન રૂપી અંધકારને દુર કરો કે જેથી કરીને તેના મનનો મોહ તથા મળ નાશ પામે; તેના હૃદયમાં હિન્દુ તથા બીજી વર્ણની એવી ભગિનીઓની

છાપ બેસાડો, અને તન, મન તથા ધન પોતાની શક્તિ પ્રમાણે, તેઓને શિક્ષણ આપવાં, તથા પ્રસંગ આવે ઉપયોગી થઇ શકે તેવા હુન્નરો શિખવવાને સારૂં સહાયતા આપો. તેઓનો તિરસ્કાર કરી તેના દુઃખી હૃદયને વધારે દુઃખી કરવાને બદલે માનની દૃષ્ટિએ જોઇ તેને શાન્તિ આપો. અને તમે ધારશો તો, જેમ કેટલાક લોકો કહે છે, કે વિધવાઓ તો ગૃહનાં બાળકોની માતા મટી દેશની માતા બને છે તે તેઓનાં વાક્યને સત્ય કરી શકશો. જો તમો વિધવાઓને જ્ઞાનનો ઉપદેશ કરશો તો તે પોતાની જીંદગીનું સાર્થક કરી શકશે, અને સંસારની અનેક મોહરૂપી જાળમાં કદી પણ ફસાશે નહિં; લોભ લાલચમાં લપટાશે નહિ. સંસાર માયાથી હમેશાં વિરકત રહી પાપાચરણથી તેનું મન હમેશાં દુર રહેશે.

જો તમે વિધવાઓને બીજા કોઇ વિષયોનું સારી રીતે જ્ઞાન આપશો તો તે કાર્યમાં પણ તે પોતાનું જીવન તેવીજ રીતે ઉપયોગી કરી શકશે. દાખલા તરીકે જો તમો તેને વૈદકનું જ્ઞાન આપશો, તો તેમાં પણ જેમ બીજી કોમોની કેટલીક સુજ્ઞ બ્હેનો એ જ્ઞાન સંપાદન કરીને અનેક રીતે પરોપકાર કરે છે, તેમ તે પણ કરી શકશે. શિક્ષકનું જ્ઞાન સારી રીતે આપ્યું હોય તો બીજી અભણ બ્હેનો તથા બાળાઓને શિક્ષણ આપી તેમની જીંદગી સુધારવામાં ઉપયોગી થઇ શકશે.

હુન્નર કળાનું જ્ઞાન આપ્યું હશે તો જે બીજી રંક અને હુન્નર કળાથી અજ્ઞાન બ્હેનો જેની પાસે પૈસા અથવા કોઇ જાતની આવકત ન હોવાથી ભીખમાંગી પેટ ભરે છે, એવી દુઃખી બ્હેનોને હુન્નર શિખવી તેનાં કષ્ટ કાપવામાં ઉપયોગી થઇ શકશે.

વિધવા બ્હેનો, જો તમે તમારી જીંદગી ઉપયોગી કરવા માંગતા હો તો તમારા અંતરને પવિત્ર કરો. તમારૂં જીવન પરમાર્થનેજ સારૂં છે, એમ સમજીને જે વિષય તરફ તમારા મનનું વલણ હોય અને

તમને જે વિષયમાં એમ લાગતું હોય કે હું થોડો પણ પરમાર્થ કરી શકીશ તો તે વિષય સંપૂર્ણ ઉત્સાહથી શિખવો જોઇએ, અને બનતી રીતે બીજાને ઉપયોગી થવાનાં પ્રયત્નો કરવા જોઇએ.

જો તમે પૈસે સુખી હો તો રંકોને પૈસાની સહાયતા આપવામાં ઉપયોગી થજો; વૈદક જ્ઞાનમાં કુશળ હો તો અનેક નિર્ધન અનાથ રોગીઓના રોગ, પૈસાના લોભ વગર, દુર કરવાને યત્ન કરવો. જો વિદ્યામાં પ્રવીણ હો તો અભણતાને લીધે બીજી બ્હેનો દુઃખી થતી હોય તેના દુઃખ કાપજો; એ વિગેરે જે વિષયનું તમારી પાસે જ્ઞાન હોય તે વિષયથી તમે બનતી રીતે બીજાને ઉપયોગી થવા પ્રયત્ન કરજો. તમે જ્ઞાની બનીને પછી બીજાનું અજ્ઞાન કાપવાને બનતી રીતે પ્રયત્ન કરજો. મેં તો અત્રે થોડાજ વિષયો બતાવ્યા છે. આના કરતાં પણ તમો ધારશો તો અનેક જાતનાં જ્ઞાન મેળવી તમારી જીંદગી ઉપયોગી કરી શકશો, ને આ ભારત ભૂમિને અનેક રીતે ઉપયોગી થઇ શકશો.



## (૫)
## શ્રી પ્રણય પ્રભુની પ્રાર્થના.

હે પ્રાણપ્રિય પતિ! હે સુખ સાગર! હે કૃપાળુ! હે દેવના દેવ! હે મારી આશાના ભંડાર! મારા શિરછત્ર સ્વામી! તમારે શરણે આવેલ આ પામર જીવને ઉગારજો.

હે દયાળુ! આ તન, મન તથા સર્વસ્વ આપનુંજ છે. આ દેહ તમારીજ સેવા કરવાને સારૂં છે. હે દેવ! સંસાર રૂપી સમુદ્રમાં સંસાર સાગરનાં નાવ તમે તારજો.

હે નાથ! તમે જ્ઞાનનો ભંડાર છો. હે દયાળું! હું ગોથાં ખાનાર

રંક પ્રાણી છું. તેને કૃપા કરીને, હે પતિ ! કૃપા કરીને મારા હૃદયમાં જ્ઞાનરૂપી દીપકનો પ્રકાશ પાડી, મારા અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરજો. મારા હૃદયના અપવિત્ર મળોનો નાશ કરનાર તમેજ છો. મને આ સંસારમાંથી પાર ઉતારનાર તમેજ છો. તમારા વિના બીજું કોઇ પણ મને આ સંસાર સાગરમાંથી ઉતારે અને પોતાને શરણે રાખે, એવું મારી દૃષ્ટિએ પડતું નથી.

હે પ્રિયનાથ ! તમને ભજ્યા વિના તથા તમારી સેવા વિના શુભ ગતિની આશા રાખવી વ્યર્થ છે. તમારી કૃપા વિના આ રંક પ્રાણી પ્રણય લોકને વિષે કોઇ પણ સ્થળે સુખ શાંતિનો અનુભવ કરવાને અશકત છે.

હે ! પ્રભુ ! હે કરૂણાળુ ! હે પ્રિયનાથ ! આ શરણે આવેલ રંક પ્રાણી ઉપર કરૂણા દૃષ્ટિએ જોજો, હે પતિ ! મારા અનેક અપરાધોને ક્ષમા કરજો, અને મારે સારૂં આ સંસાર સાગર તરવાનાં નાવ રૂપ થજો.

હે દયાસાગર ! મારા મસ્તિકના મુકુટરૂપ પ્રિય પતિ ! આ જીંદગી તમારી પવિત્ર સેવા વિના વ્યર્થ છે. મારી જીંદગીનું સાર્થક તમારા-માંજ સમાયેલું છે. માટે હે પ્રાણવલ્લભ ! કૃપા કરીને આ રંક અજ્ઞાન પ્રાણીને દયાથી ઉગારવા તત્પર થજો.

હે દેવ ! તમારી ભકિત વિના આ સંસારના સર્વ સુખ સંપત્તિ વ્યર્થ અને અંતરમાં માત્ર દુઃખ ઉત્પન્ન કરનાર છે.

હે ! દેવના દેવ ! પ્રિય સ્વામી ! તમારી ગતિ અકળ છે તમને જ્ઞાન દૃષ્ટિથી ભજ્યા વગર હું તીર્થ, વ્રત કે દાન, જે કંઈ કરીશ તે સર્વ મિથ્યા છે. માટે કૃપા કરીને મારા અજ્ઞાનનું હરણ કરો.

હે પ્રભુ! આ રંક પ્રાણીની થોડી પ્રાર્થનાને ઘણી માનીને તેના તરફ દયા દૃષ્ટિથી જોજે. અંતરના દુષ્ટ મળને કાપી નાંખજે.

હે દયાસાગર! હું ફરી ફરીને શું વિનવું? તમારી પ્રાર્થના કેવાં વચનોથી કરવી, તેની બુદ્ધિ મારામાં નથી તો હું તમારી શું પ્રાર્થના કરી શકું? મારી મતિ છેકજ થોડી છે. માટે દયાળુ પતિ! મારા અનેક અપરાધો સામું અથવા આ પ્રાર્થના કરવામાં જે કાંઇ ભૂલ આવી હોય, તેના સામું ન જોતાં, મારો—આ સાર વગરના તથા મોહ માયા અને અનેક દુરગુણોથી ભરેલા—સંસારમાંથી ઉદ્ધાર કરજો.

( સુંદરી સુબોધ, જુલાઇ ૧૯૧૫. )



## ( ૬ )

## પત્ની ધર્મ.



અહંકાર, કામ, ક્રોધ, તથા લોભનો ત્યાગ કરી, પતિની સેવા કરવી. ઇર્ષ્યા છોડી દઇ, મનને વશ કરી, પતિ જેમ પ્રસન્ન થાય તેમ કરવું. દૂરથી બોલાવે અગર ઇસારો કરે તો તરત પતિની પાસે હાજર થવું. તેમની ઇચ્છા પ્રમાણે ચાલવું. પતિને ખોટું લાગે એવું કાંઈ બોલવું નહિ. પતિની મરજી વિરૂદ્ધ કાંઇ પણ કાર્ય કરવું નહિ. સદા શુદ્ધ અંતઃકરણથી પતિની આજ્ઞા પાળવી. નઠારે ઠેકાણે ઉભા રહેવું નહિ. જે સ્ત્રી લોકમાં કલંકિત કે નઠારી ગણાતી હોય, તેની પાસે કદી બેસવું નહિ, તેમ તેની સાથે બોલવું પણ નહિ. પોતાના પ્રાણ પતિ વિના દેવ, મનુષ્ય, ગાંધર્વ કે વિદ્યાધર, ગમે તેવા રૂપાળા, યૌવનવાળા અને વસ્ત્રાલંકારથી શોભિતા હોય, તો પણ તેને તુચ્છ લેખવા. પતિ જમ્યા પછી જમવું. અને પોતાના મનમાં જાણવું કે, આ

જગતમાં સ્ત્રીની શોભા પતિ છે. પતિ વિનાની સ્ત્રી શોભતી નથી, પતિ વિનાની સ્ત્રીને સર્વ સંસાર શોકનું કારણુ છે. આ સંસારમાં સ્ત્રીને સુખ માત્રનો હેતુ પતિ છે. પતિથીજ સ્ત્રીને સર્વ પ્રકારનું સુખ અને સૌભાગ્ય છે. પતિ વિના સ્ત્રીનો જન્મ નિરર્થક છે. આવું વિચારીને મન, વચન અને કાર્યોથી પતિની ભકિત કરવી. અંતઃકરણમાં ભાવ રાખી પ્રેમ પૂર્વક પતિની સેવા કરવી. આમ કરવાથી પતિ વશ થાય છે, અને સ્ત્રીની ઉપર પ્રીતિ રાખે છે. પતિને વશ કરવાની ખરેખરી વશીકરણુ વિદ્યા આજ છે. બાકી તો સર્વ પાણીના પરપોટાં પકડવા જેવાં ખોટાં ફાંફાં છે! ઉપર બતાવેલી વિદ્યા મુકીને જે કોઇ પણ અજ્ઞાન સ્ત્રીઓ જોગી, જતિની મદદથી કે દોરા ચિઠ્ઠીથી પતિને વશ કરી સુખ લેવા ઇચ્છે છે, તે તો ઉલટી સુખને બદલે પોતાને હાથે કરીને દુઃખજ વ્હોરી લે છે.

( સુંદરી સુબોધ—જુલાઇ ૧૯૧૪. )

---

## (૭)

# સારમેય કુમારની વાગ્બાણવૃષ્ટિ.

### ( એમના પત્નીથી છોકરો માંદા હોવાને લીધે રસોઇ મોડી થઈ. )

કેમ ? હજુ રસોઇ થઇ નથી ને ? કેટલા વાગ્યા ? અત્યાર સુધી શું કરતી હતી ? સાળું બ્હારથી બળ્યાંઝળ્યાં થાક્યા પાક્યા આવીએ ત્યારે ઘરમાં તો ખાવા પીવાનાએ ઠેકાણાં ન બળ્યાં હોય ! તમને બૈરાંઓને કંઇ કોઇ જાતની ચિંતા છે ? કમાવવા જવું પડે

તો ખબર પડે ! ઘરમાં બેઠા બેઠા ખાઓ ને એક રાંધવા સિવાય નહિ કંઇ કામ કે નહિ કોઇ જાતની ફિકર, છતાંએ રસોઇ વખતસર ન થઇ શકે ?.........શું ? છોકરાને સારૂં નહોતું તેથી મોડું થયું ? જહાનમમાં ગયો છોકરો, અને જહાનમમાં જાઓ તમે ! શું છોકરો માંદો છે તેથી કંઇ તેને તમારા હાથ પકડી રાખ્યા હતા ? કે રસોઇ કરવાની ના કહી હતી ? એ તો બધાં બ્હાનાં કાઢવાનાં ! પણ યાદ રાખજો કે તેથી હું કંઇ સમજી જાઉં એમ નથી ? હું ધાન ખાઉં છું, કાંઇ ધૂળ ખાતો નથી ! રસોઇ કરવી તેમાં તે શું મોટું કામ છે ? એક અડધા કલાકની રસોઇ ! કોણુ જાણે શું એ બ્હેનપણીઓની જોડે વાતો કરવા બેઠી હશે ! તને કંઇ વિચાર થાય છે કે ધણી બિચારો નોકરી ધંધેથી થાકયો પાકયો, ભુખ્યો તરસ્યો આવશે ! તમને શા વાસ્તે તે વિચાર કરવો જોઇએ ! તમને તમારે વગર મહેનતે ખાવા, પીવા, પ્હેરવા, ઓઢવા બધુંએ મળે છે, એટલે એ વિચાર કરવાની શું ગરજ હોય ? એક છોકરો માંદો તેમાં તો બાઇ સાહેબથી રસોઇ વેળાસર ન બની શકે ? છોકરાંવાળા થયા તેથી કંઇ ન્યાલ કરતાં હશો, ખરૂંને ? દુનિયામાં કોઇને કંઇ છોકરાં થતાં હશે ? એક તને નવાઇનોજ છોકરો છે. બૈરાંઓતો પુરૂષનાં જીવલેણદાર છે !.........

શું ? રસોઇ થઇ ગઇ છે ? હવે શું કઇ થઇ ગઇ તેને ? ભૂખ મરી ગયા પછી શું ખાવાનો હતો ? મને આવી ખબર હતે, તો હું મારે કસ્સે પણુ ખાઇ આવતે. બળ્યું તારૂં ખાવાનું ! રીસમાં ને રીસમાં જેવી તેવી રસોઇ કરી મુકી હશે ! કોઇમાં મીઠું નહિ હોય, ને મીઠું હશે તેમાં મરચું નહિ હોય ! હવે જેવું તેવું માથા ઉતારનું કરીને મુક્યું હશે !......શું કહ્યું ? ખાઇ જુઓ ? શું કપાળ તારૂં

ખાઇ જોઉં ? આ તમારા મોઢાં ઉપરથીજ તમે કેવી રસોઇ કરી મુકી છે તે સમજાઇ શકાય છે. હવે ખાધેથી શું વધારે છે ? મારે તો નથી ખાવું; તમે તમારે ખાઓ ને પીઓ. હું તો તમને પરણ્યો ત્યારથીજ ખાઇ પી ચૂક્યો છું ! હવે શું ખાવાનું બાકી રહ્યું છે ? હવે તું શું ખવડાવવાની હતી ? મારે તો કાંઇ બળેલું ઝળેલું ને કાચું સડેલું ખાવું નથી !......શું ? ન જમું તો તારે એ નથી જમવું ? ન જમવું હોય તો રહેવા દે. નહીં જમે તેમાં મારા બાપનું શું જશે ! કાંઇ મારે સારૂં જમવાની છે ! હું કાંઇ એવો બાયલો નથી કે તારા કાલાવાલા કરૂં ! સત્તર વખત ગરજ હોય તો ખાજે ! પોતાને ભુખ નહીં હોય તે નહીં ખાવું હોય ! કંઇ મ્હારે સારૂં ભુખી રહે એવી નથી ! ને ભુખી રહે તોએ મને શું ? હું થોડેજ કંઇ કહું છું કે નહી જમતી !......શું ? 'તમે ના કહેતા નથી, પણ તમે જમતા નથી તે ?' હું જમતો નથી તેમાં તારૂં શું ગયું ! હું ભુખ્યો રહીશ તેમાં તારા જીવને શું દુઃખ થવાનું છે. ત્યારે ત્હારે ખાવું હોય તો ખા, ને ન ખાવું હોય તો બેસી રહે. કંઇ ખાશે તેમાં મારા ઉપર ઉપકાર નથી કરવાની. સમજીને ? એવો ખોટો મિજાસ મ્હારી આગળ નહીં ચાલે. હું તો મ્હારે આજથી લૉજમાં જમવા જઇશ. તારાથી વખતસર ન બને તો હું કંઇ તારા વિના ભુખ્યો નથી મરી જવાનો. તારે જવું હોય તો જા તારે પીયર. હુંતો જાણું છું સ્તો—કે તને પીયર જવું છે. તેથી તેં મને આવી રીતે પજવવા માંડયો છે.

## (૮)
## સત્સંગ પ્રતાપ.

---

વિમળા—રંસીલા બ્હેન, આ આપણી જોડે મોતી બ્હેન રહે છે, તે આવ્યા ત્યારે તો કેવા મીજાજી હતા, અને બધા સાથે લડતાં'તા. પણ હમણાં થોડા દિવસ થયા તો સુધરી ગયા જણાય છે.

રંસલા—બ્હેન, એ તો એમના સાસુનો પ્રતાપ છે. એ સ્વભાવનાં બહુ સારાં છે, અને તેને રોજ સારી શિખામણ આપે છે.

વિમળા—શું ? આટલા દિવસમાં તે એવી શિખામણ લાગી જતી હશે ! ને માણસ સુધરી જતું હશે ! બ્હેન, મને તો નવાઇ જેવું લાગે છે.

રસિલા—બ્હેન, એમાં કાંઇ નવાઇ જેવું નથી. સત્સંગનો પ્રતાપજ એવો છે. તમે રત્નાકરની વાત વાંચી છે ? તેનો સ્વભાવ કેવો ્રૂર હતો, પણ તેને એક વખત મહાત્મા નારદજીનો સંગ થયો, તેમાં તે કેવો સુધરી ગયો.

વિમળા—ના, બ્હેન, મ્હેં એ વાત વાંચી નથી. એ કોણ હતો ?

રશિલા—રત્નાકર મૂળ બ્રાહ્મણનો પુત્ર હતો, પણ કોઇ કારણથી તે ભીલને ત્યાં ઉછર્યો હતો. એ મ્હોટો થયો, ત્યારે ભીલ લૂંટારાએ ધનુર્વિદ્યામાં તેને નિપૂણ કરી, લૂંટ—ચોરી કરવા શીખવ્યું હતું; અને તેને એક ભીલડી સાથે પરણાવ્યો હતો. તેને સંતતિ પણ થઇ હતી. ગુજરાન અર્થે તે લૂંટનોજ ધંધો કરતો હતો, અને કોઇ માર્ગમાં આવતું જતું હોય તેને મારી નાંખી, તેનું સર્વસ્વ લઇ લેતો. એવા તેના ઘાતકી કૃત્યથી ચારે તરફ ત્રાહે ત્રાહે થઇ રહ્યું હતું. અસંખ્ય

મનુષ્યોને તેણે ઘાતકી પણે મારી નાંખ્યાં હતાં. પછી એક વખત નારદજી ફરતા ફરતા ત્યાં આવ્યા. તે વખતે રત્નાકરે તેમને પણ મારી નાંખવાની તૈયારી કરી. પરંતુ આ મહાત્માની આશ્ચર્યકારક દૈવીશક્તિના પ્રભાવથી તલવાર હાથમાંથી પડી ગઇ.

નારદજીને રત્નાકર ઉપર દયા આવી. મોટા પુરૂષ પોતાની મહત્તા કદી મૂકતા નથી. તે તો અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરે છે. તેનો અનુગ્રહ કરવાના હેતુથી બોલ્યા કેઃ "તેં કેટલાં બધાં પાપ કર્યાં છે?–તારા પાપની સીમા કેટલી અપાર છે તે તું જાણે છે?" –એમ કહી તેનાં અસંખ્ય પાપનું વર્ણન કરી બતાવ્યું. પછી કહ્યું કે, "તું આ પાપ શા માટે કરે છે? ખરે! તું જેને સારૂં આવું ઘોર કર્મ કરે છે તે સ્ત્રી પુત્રાદિ તારા પાપના ભાગીદાર થવાનાં નથી." રત્નાકર હસીને બોલ્યો કે–" મારે વૃદ્ધ માબાપ છે, સ્ત્રી પુત્રાદિ છે, હું લૂંટારાનો ધંધો કરી જે કાંઇ પ્રાપ્ત કરૂં છું, તે સર્વે અમે સાથે મળી ખાઇએ છીએ. તો એ મ્હારાં પાપમાં ભાગીયા અવશ્ય થશેજ." મહર્ષિ નારદજીએ કહ્યું કેઃ–" તું ત્હારે ઘેર જઇને પૂછી આવ કે તેઓ પાપમાં ભાગીદાર થશે કે નહિ! તું ફિકર ન રાખીશ. તું આવીશ ત્યાં સુધી હું અહિંજ ઉભો રહીશ."

મહર્ષિનો પ્રતાપ જોયો, તેથી રત્નાકરને તેનું બોલવું સત્ય લાગ્યું. તે પોતાને ઘેર ગયો. ઘેર જઇ પ્રથમ તેણે વૃદ્ધ પિતાને પુછ્યું કે, " તમે મારા પાપમાંથી ભાગ લેશો કે નહિ?" ત્યારે વૃદ્ધે કહ્યું, " મૂર્ખ પુત્ર! તું કેવી વાત કરે છે? તને આ વાત કોણે કહી?–એ તો જે કરે તેજ ભોગવે. કોઇ બીજાનું પાપ લેજ નહિ. તું જ્યારે બાળક હતો, ત્યારે મેં કેટલાં દુઃખો ભોગવીને તારૂં પોષણ કર્યું છે, એ સર્વ પાપમાં શું તું ભાગીયો થયો હતો? નહિજ. હાલ અમારૂં પાલન–પોષણ

કરવાની તારી ફરજ છે, તે પ્રમાણે તું કર." રત્નાકર પિતાનાં વચન સાંભળીને શરમાઇ ગયો, અને માથું નીચું કરીને માતા પાસે ગયો. માતાએ કહ્યું:–"મેં તને ઉદરમાં ધારણ કરી, બચપણથી પાળી પોષી મોટો કર્યો છે; મારા સ્તનનું પાન કરાવ્યું છે. માતાના એક દિવસનું ઋણ પણ કોઇ ફેડી શકે એમ નથી. મૂર્ખ પુત્ર ! હું વૃદ્ધ થઇ છું. હાલ મારૂં પાલન કરવું એ તારી ફરજ છે. હું શામાટે પાપમાં ભાગીદાર થાઉં ?" રત્નાકર માતાના આ વચનથી વધારે શરમાઇ ગયો અને પોતાની સ્ત્રી પાસે આવ્યો. તેને પણ પુછ્યું, ત્યારે તેણે જવાબ આપ્યો કે, "તમે મને ગ્રહણ કરી છે. મારૂં ભરણ પોષણ અને રક્ષણ કરશો, એ હું જાણું છું. હું તમારા પાપમાં ભાગ શા માટે લઉં ? તમને લૂંટવાનું ને ઘાતકી કામ કરવાનું કોણે કહ્યું છે ?" એ પછી તેણે પુત્રાદિને પણ પૂછ્યું, પણ કોઇ પાપમાં ભાગીદાર થયું નહિ. તેથી નિરાશ થતો, પાપથી ભય પામતો, અને દીન મુખે મુનિવર નારદજી પાસે તે આવ્યો. મુનિનાં ચરણમાં પડી, સર્વ વાત કરી બતાવી. કરેલાં પાપનો પસ્તાવો કરી કહેવા લાગ્યો કે, "હું આપને શરણે આવ્યો છું મને પાપથી મુક્ત કરી કૃતાર્થ કરો."

મહર્ષિએ રત્નાકરને પાપથી મુક્ત થવાને ઉત્સુક જોઇ સરોવરમાં તેને સ્નાન કરવાને મોકલ્યો. રત્નાકર સરોવરમાં જઇ જુવે છે, તો પોતાની પાપી નજરે સરોવરનું સઘળું પાણી સુકાઇ ગયેલું. તેથી પાછો આવી મહર્ષિને સઘળી વાત કરી બતાવી. આ પરથી નારદજીએ જાણ્યું કે રત્નાકરનું પાપ પૂર્ણ થયું છે. તેથી તેનું કલ્યાણ કરવાને કેટલોક ઉપદેશ આપી તેને ઝાડીમાં લઇ જઇ બેસાડ્યો. શિરપર પોતાનાં કમંડલમાંથી પાણી છાંટ્યું, અને રામનામના મહામંત્રનો ઉપદેશ આપ્યો. પણ એ જડ બુદ્ધિ રત્નાકરને તેનો ઉચ્ચાર પણ કરતાં આવડ્યો નહિ.

તેથી નારદજીએ તેને ઉલટો મંત્ર "મરા–મરા"નો જપ કરવાનું બતાવ્યું, અને માથે ઝાડનાં પાંતરાં ઢાંકી, અંતર્ધ્યાન થયા. અહિં રત્નાકર નિરંતર ધ્યાનપૂર્વક 'રામ' નામનો જપ કરવા લાગ્યો, અને ઘણો સમય વીતી ગયો. ઉગ્ર તપથી તેને શરીરે ફક્ત હાડપિંજરજ રહ્યું હતું. તેની આવી સ્થિતિ જોઇને બ્રહ્મા અને નારદજી તેની પાસે આવ્યા. એના મુખમાંથી કેવળ રામનામનોજ ઉચ્ચાર નીકળતો હતો. આસપાસ થઇ ગયેલા માટીના રાફડામાંથી તેને બહાર કાઢ્યો અને શુદ્ધિમાં આણ્યો. બ્રહ્મા અને નારદજીને જોઈ, તેમના ચરણમાં પડીને, "આપેજ મને રામ નામનો તારક મંત્ર આપી પાપમાંથી મુક્ત કર્યો છે," એ વગેરે વચનોથી સ્તુતિ કરી. બ્રહ્માએ એ વાલ્મિક–રાફડા માંથી નીકળ્યો, માટે તેનું નામ વાલ્મિકિ રાખ્યું. એ રીતે રત્નાકર ત્યારથી વાલ્મિકિ નામથી પ્રસિદ્ધ થયા, અને ઋષિઓમાં ગણાવા લાગ્યા. કહો સત્સંગનો કેવો પ્રતાપ છે? માટે ડાહ્યા માણસે બને તેટલો સદ્દગુણી માણસનો પ્રસંગ રાખવો કે જેથી કરીને તેના સદ્દગુણની છાપ પોતાના ઉપર પડે.

વિમળાઃ—અહો, એ તો સત્સંગનો મહા પ્રતાપ. પણ વારૂ, મોતી બ્હેનને તેનાં સાસુએ કેવી રીતે સુધાર્યાં?

રસિલાઃ—બ્હેન, સાસુનો સ્વભાવ સમજુ અને શાંત હોવાને લીધે, મોતી બ્હેન જ્યારે છણકો કરે કે મીજાજ કરી જાય, ત્યારે તેઓ કશું પણ બોલ્યા શિવાય સર્વ મુંગે મોઢે શાંતિથી સહન કરતાં, અને જેમ બાળકના અપરાધને કે અજ્ઞાનતાને લીધે ગમે તેમ બોલવાથી ખોટું લગાડતા નથી, તેમજ તેઓ પણ તેને પોતાની પુત્રી બરોબર ગણી, તેના બોલવા સામે ગુસ્સો આણતા નહિ; અને પછી જ્યારે મોતી બ્હેનનો ગુસ્સો ઉતરી ગયો હોય અને તે આનંદમાં

દેખાય, ત્યારે તેઓ તે વખતનો લાભ લઈને તેને ઘણા પ્રેમથી પોતાની પાસે બોલાવતાં અને ધીમેથી શિખામણ આપતાં–" બેટા, મોતી! તું આમ કંકાસ કરે તે સારૂં ન દેખાય. તું ભણેલી છે. માટે જો આ ચોપડી કેવી સારી છે. એમાં સ્ત્રીઓના ધર્મ તથા સ્ત્રીઓની ફરજ શું છે, તે કેવી સારી રીતે બતાવ્યાં છે? જો તું તે વાંચ અને અમને પણ સંભળાવ, કે જેથી અમને પણ સારો લાભ મળે." એમ વારંવાર શિખામણ આપી તથા સમજાવી, તેની પાસે સતીમંડળ, સુંદરી સુબોધ વગેરે–સ્ત્રીઉપયોગી પુસ્તકો તથા પત્રો વંચાવતાં.

આ રીતે હંમેશાં સારાં પુસ્તકો વાંચવાથી અને સાસુના ઉત્તમ બોધથી, મોતી બ્હેનને તેની અસર થવા લાગી. અને તે પોતાની ભૂલ ધીમે ધીમે સમજવા લાગ્યાં. પછી જેમ સાસુ ને પતિ કહે તેમ વર્તવા પણ લાગ્યાં છે.

વિમળાઃ—અહો! તેનાં સાસુ કેવાં સારાં! રસિલા બ્હેન, જો સર્વ સાસુઓ આવી રીતે વર્તે, તો જે આપણા લોકમાં કંકાસ થાય છે, તે બંધ ન પડે?

રસિલાઃ—કેમ બંધ ન પડે? જો દરેક સાસુઓ આવી રીતે વહુની સાથે વરતે તો કદી પણ કંકાસ થવા પામે નહીં. પણ, બ્હેન, દિલગિરીની વાત તો એજ છે કે આપણા લોકમાં કેટલીક સ્ત્રીઓ વહુને ચાકરડી સમાન ગણે છે, અને અનેક રીતે તેનું અપમાન કરે છે. અને વહુ તો પરણીને સાસરે આવી, એટલે પછી તે જોઇએ તો નાની ઉમ્મરની હોય કે મોટી ઉમ્મરની હોય, પણ તે તો પરણી એટલે પછી મોટીજ થઇ ગઇ એમ મનાય છે, અને ઘરનાં દરેક કામની ચિંતાનો સઘળો ભાર તેના ઉપર નાંખવામાં આવે છે. પછી કદાચ જો કોઇ કામ ન આવડયું કે કોઇ ચીજમાં સમજ ન પડી,

તો જોઇ લ્યો એના ફજેતા ! જેના મનમાં જેમ આવે તેમ સાસરીયામાંથી કોઇ પણ કશું બોલવાને બાકી રાખતુંજ નથી. અને તેમાં જો વળી કર્મ સંજોગે પરણ્યા પછી બાર મહિનામાં ઘર અથવા કુટુંબમાં કોઇ પણ મરી ગયું કે કંઇ પણ નુકસાન થયું, તો નવી વહુના પૂરેપૂરા બારજ વાગ્યા ! તે બીચારીને અનેક રીતનાં મ્હેણાં સાંભળવાં પડે છે. એક કહેશે કે તારે પગલે મ્હારૂં આ નુકસાન થયું; ત્યારે બીજી કહેશે કે તું નઠારાં પગલાંની આવી તેમાં મારૂં આ માણસ મરી ગયું. એવી રીતે કેટલીક અજ્ઞાન બ્હેનો પોતાની પુત્રી સમાન પુત્રવધૂને સંતાપે છે. પણ તે બ્હેનોએ વિચાર કરવો જોઇએ કે કોઇનું કર્યું કાંઇ પણ થઇ શકતું નથી. કદાચ કોઈ કામ ન આવડયું તો સાસુએ વહુને બાળક ગણી શિખવવું જોઇએ, અને તેની ભૂલ ધીમેથી સુધારવી જોઇએ. વિમળા બ્હેન, જો સર્વે બ્હેનો મોતી બ્હેનની સાસુ સમાન વહુની સાથે ને કુટુંબની દરેક સ્ત્રીની સાથે વર્તે, તો જરૂર આપણા લોકોના કજિયા ઓછા થાય ને આપણી સ્ત્રીઓ સુધરે તથા આપણો સંસાર સુખી થાય.

વિમળાઃ—બ્હેન, તમારૂં કહેવું ખરૂં છે. પરમેશ્વર સર્વ બ્હેનોને મોતીબ્હેનની સાસુ જેવી સદ્બુદ્ધિ આપો. અસ્તુ !

( સુંદરી સુબોધ, જુલાઇ ૧૯૧૪. )



# ( ૯ )
# ખરૂં સુખ શાનું ?

જયાઃ—શાંતા બ્હેન, આજે તમે આટલા બધા શું વિચારમાં પડી ગયાં છો ?

શાંતાઃ—બ્હેન, મને એ વિચાર આવે છે કે સુખ શામાં હશે ?

જયાઃ—અહો, એમાં તે શું ? સર્વે રીતનું સુખ જોઇએ તો વળી પૈસામાં:-એમાં મોટું વિચાર કરવા જેવું શું છે ?

ચંદ્રાઃ—જયા, તું ભુલે છે. પૈસાવાળા પણ ઘણાં છોકરાં છૈયાં વગર દુઃખી જોવામાં આવે છે. માટે ખરૂં સુખ તો છોકરાં વગેરે કુટુંબી હોય તેને છે.

બાળા;—હા, પણ છોકરાં વગેરે કુટુંબી હોય ને પૈસો ન હોય તો સુખ ક્યાંથી ? માટે ખરૂં સુખ તો જેને પૈસો અને છોકરાં બધું હોય તેને છે.

શાંતાઃ—તે બધું તો ક્યાથી દરેકને હોય ! શું બધું ન હોય તો સુખ નથીજ ?

ગોરીઃ—કેમ નથી ! જો આપણે એમજ માનીએ તો જગતમાં કોઇ સુખીજ નથી. શાંતાબ્હેન પૈસા કે કુટુંબીમાં કંઇજ સુખ નથી. આપણે એમાંજ સુખ માનીએ તો તે આપણી મોટી ભૂલ છે. જો એમજ હોય તો આ આપણી જોડે માણેકબ્હેન રહે છે, તેને પણ પૈસોએ ઘણો છે, કુટુંબ પણ મોટું છે, તોએ તે હંમેશાં માંદાં રહે છે તેથી દુઃખીજ દેખાય છે. માટે ખરૂં સુખ તો—

શરીરે નીરોગી, તે જાણો સુખી સદા,
શરીરે રોગી તે, પામે ના સુખ કદા.

માટે વ્હેન, ખરૂં સુખ તો શરીરે જે નીરોગી છે તેનેજ છે. ત્યાર વિના ક્યાંય પણુ સુખ હોય એમ હું માનતી નથી.

ગંગાઃ—વ્હેનો, તે સર્વ ચીજ કદાચ હોય તો પણુ ઘણાં દુઃખી જોવામાં આવે છે. જો પૈસામાંજ સુખ હોત તો સતી સાવિત્રી અને સુકન્યા વગેરે સ્રીયો રાજ સુખ ત્યાગીને તપ કરનારા એવા મુનિઓને શા માટે વરે? જો કુટુંબીમાંજ સુખ હોય તો બુદ્ધ ધર્મમાં યશોધરા વગેરે સ્રીઓ અને પુરૂષોએ સર્વ તજ્યું હતું તે શા વાસ્તે તજે? જો શરીરે નીરોગી હોય તો પણુ ઘણા માણુસો દુ;ખી જોવામાં આવે છે તે કેમ આવે!

જયાઃ—જયારે આમાંએ સુખ નથી ને તેમાંએ સુખ નથી, એમ કહો છો ત્યારે એમજ કહી ઘોને કે તમને તો કશામાં સુખજ નથી લાગતું.

ગંગાઃ—ના, વ્હેન, મારૂં કંઇ એમ કહેવું નથી.

ચંદાઃ—ના એમ નહીં ત્યારે બીજું શું?

બાળાઃ—ત્યારે શું તમે જોબનમાં સુખ માનો છો?

ગૌરીઃ—ના, ના, એતો બસ પતિ સાથે મઝા મારવામાંજ સુખ છે એમ માનતી હશે.

ગંગાઃ—વ્હેનો, મારૂં કહેવું કંઇ એમ નથી, કે અમુક ચીજમાં સુખ નથી મારા કહેવાનો અર્થ તો જુદોજ છે.

શાંતાઃ—(સર્વને) વ્હેનો, તમે વિના કારણે શા વાસ્તે તકરાર કરો છો? ગંગા વ્હેન શું કહે છે તે સાંભળો તો ખરાં.

ગંગા—વ્હેન, ખરૂં સુખ તો સંતોષમાંજ છે. જુઓ કોઇ પણુ સુજ્ઞ માણુસને પુછશો તો તે એમજ કહેશે કે સંતોષી જન સદાએ સુખી. જુઓ મહારાજા ભ્રર્તૃહરિની માનીતી રાણી પિંગળા-સર્વ રીતનું

તેને સુખ હતું. છતાં પણ એને સંતોષ ન રાખ્યો, ને અસંતોષથી નીચ કામ કર્યું તો તેને રાજાના તજી જવાથી કેટલું દુઃખ ભોગવવું પડ્યું હતું ? વળી કૈકેયી દશરથ રાજાની માનીતી રાણી હતી, ને તેને સર્વ સુખ સાધન હતું. છતાં પોતાનો પુત્ર ગાદીએ નહીં તેથી અસંતોષ રાખ્યો અને તેને ગાદીએ બેસાડવાને સારૂં હઠ કીધી, તેથી તેને કેટલું સહન કરવું પડ્યું ? એમ ઘણાં મનુષ્ય સર્વે સાધન છતાં દુઃખી જોવામાં આવે છે. તો મારૂં માનવું તો એમજ છે કે સંતોષમાં સદા સુખ છે. જે સદા સંતોષી હોય તેને કજીયો-કંકાસ કોઇની સાથે થતાં નથી. અને સર્વેની સાથે સદા સંપ રહે છે. સંતોષી મનુષ્ય ગરીબ અવસ્થામાં દુઃખ માનતાં નથી અને ધનવાન હોય તો તેઓ મોહ પામતાં નથી. જુઓ સતી સીતાએ રાજપાટનું સુખ તજીને સ્વામી સાથે વનફળનો આહાર કરવામાંજ વધારે સુખ માન્યું હતું. તેનું મુખ્ય કારણ શું તો સંતોષ છે. કેમકે સર્વ દુઃખનું મુળ અસંતોષજ છે. આ જગતમાં પ્રાણી માત્રનો શત્રુ અસંતોષજ છે. અસંતોષને લીધેજ રાવણ તથા દુર્યોધન જેવાને પોતાના પ્યારા પ્રાણ ખોવા પડયા હતા. પોતાનાં સર્વ સુખનો નાશ કરવો પડયો હતો.

માટે બ્હેનો, સુખ તો સંતોષમાંજ છે. જેને અસંતોષ હોય તેને કોઇ પણ ચીજમાં સુખ મળી શકતું નથી. કેમકે અસંતોષને લીધે તેને એક ચીજ મળવાથી બીજીની ને બીજી મળવાથી ત્રીજીની એમ એક પછી એક ચીજ મેળવવાનો લોભ વધ્યા કરે છે. તેને ગમે તેટલું મળે છતાં પણ પોતાના અસંતોષી સ્વભાવને લીધે, તેને કંઇ સુખ પ્રાપ્ત થઇ શકતું નથી. ને તે સર્વદા દુઃખીજ રહ્યાં કરે છે.

શાંતા—ગંગા બ્હેન, આજે તમે અમારા ઉપર ઉપકાર કર્યો છે. અને તમે આવી સારી વાત કરીને અમારી અજ્ઞાનતાને કાપી નાંખી છે.

સર્વે—શાન્તા બ્હેન, તમે પણ આંજે આવી ઉત્તમ વાતની શોધ કરવા માંડી અમને ઘણાજ આભારી કર્યાં છે.

ગંગા—બ્હેનો, મને આશા છે કે મારી સર્વે બ્હેનો આ વાત ન ભુલી જતાં ધ્યાનમાં રાખીને, સદા સંતોષપણે વર્તશો, અને મનનાં માની લીધેલાં જે દુઃખ હોય તે દુર કરી નાંખશો. અસ્તુ.

---

## ( ૧૦ )
## ગોરવના પવિત્ર દિવસો.

---

મુક્તા—ચાલને પુષ્પા, આઠ વાગી ગયા. બધી છોકરીયો તો નાહીએ ખરી ને દેવો પણ કુટવા માંડયો !

પુષ્પા—મુક્તા, દેવો કુટવો એટલે શું ? છોકરીયોને વળી કુટવાનું કેવું ? ને રડવાનું કેવું ? આજે તો આપણી ગોરવ છે. એટલે આપણે આનંદ કરવો જોઇએ.

મુક્તા—આપણુ રમવાનુંજ છે ને, ત્યાં શું આનંદ નથી થતો ? જો. પેલી છોકરીયો કેવી મઝા કરે છે.

પુષ્પા—તે શું કરે છે ? આ તેના હાથમાં શું છે ?

મુક્તા—જો તેના હાથમાં એક માટીનું પુતળું બનાવેલું છે.

પુષ્પા—તે પુતળું લઇને આ લોક શા માટે રડે છે ? આ કેવી જાતની રમત છે તે મને સમજાવ.

મુક્તા—જો હવે. આ છોકરાની એક છોકરી, મા છું, એમ કહેશે બીજીઓ બ્હેન, ભાભી, માશી, વહુ વગેરે સંબંધીઓની જેમ થશે. અને તે પુતળાનું નામ દેવો છે એમ કહેશે. પછી જેમ મરેલા માણ-

સને બાંધી લઇ જાય, તેમ તેને પણ લઇ જશે. અને પછી જેમ મોટા કુટે તેમ બધા કુટશે. ચાલ, જલદી ચાલ, ત્યાં બહુ મઝા આવશે.

પુષ્પા—એમાં મઝા શાની ? શું આમ રડવા કુટવાને સારૂં આપણે આ વ્રત કરીયે છીએ ? મારી બા તો કહે છે કે વ્રતને દિવસે કદી જુઠું બોલવું નહિ. તેમજ મન દુખાય તેવું કામ ન કરવું તો શું આ કામ મન દુખાય તેવું નથી ! વ્રતને દિવસે તો આપણે પરમેશ્વરને ભજવા જોઇએ અને તેમની પાસે હમેશાં પોતાની ભૂલની માફી માગવી જોઇએ. હું ગયે વરસે ગોરવમાં મુંબઇ હતી ત્યાં કેવી મઝા પડતી'તી ! કદી પણ કંકાસની રમતો ત્યાં નો'તી. આમ રડવા કુટવાનું તો ત્યાં છોકરીયો સમજેજ નહિ.

મુક્તા—ત્યારે ત્યાં શું કરતા'તાં ?

પુષ્પા—અમે ત્યાં નાહી ધોઇને ગોરમાની પૂજા કરતા; અને પછી પાડોશીની છોકરીયો સાથે મળીને સારા સારા ગરબા ગાતા; પછી બપોરે બધી છોકરીયો બેસીને જમ્યા પછી બેઠા બેઠા ભરત-ગુંથણનું કામ શીખતાં; પછી સાંજે દુધ પૌંઆ વિગેરે ખાઇ ઉઠયા પછી "માધવબાગ" માં ગરબા ગાવાને જતા. ત્યાં કેટલાં બધાં બૈરાં અને છોકરીયો આવતાં અને બધાં ભેગાં થઇને બે અઢી કલાક ત્યાં ગરબા ગાતાં. વળી ગરબા ગાતાં જો કદી કંટાળો આવે તો આમ તેમ ફરીને રમતાં અને કેવી મઝા કરતાં હતાં. મને તો ત્યાં બહુજ ગમતું'તું. આ રમત તો કેવી ખરાબ છે. આપણાથી એવી રમત ન રમાય. તને ખબર છે કે આપણે ગોરવ શું કરવા કરીયે છીએ ! ને એ કોનું વ્રત છે ?

મુક્તા—ના મને ખબર નથી. કોનું વ્રત છે? તને ખબર છે? ખબર હોય તો મને કહે.

પુષ્પા—જો, મેં એક વખત મારી બાને પુછ્યું હતું કે છોક-રીયોને આ વ્રત શું કરવા કરાવતા હશે! ત્યારે બાયે કહ્યું કે છો-કરીયોને પતિ સારો મળે તે માટે. ત્યારે મેં પુછ્યું કે કોણ સારો વર આપે? આ વ્રત કોનું છે? ત્યારે મારી બાયે કહ્યું કે આ વ્રત પાર્વતી દેવીનું છે. ત્યારે મેં કહ્યું કે કેટલાક તો એને ગૌરીનું કહે છે. મારી બા કહે પાર્વતીનું બીજું નામ ગૌરી છે. ને ગૌરીનું વ્રત છોકરીયો કરે તેને ગૌરી સારો વર આપે. મેં પુછ્યું કે પાર્વતી કોણ હશે. મારી બા કહે તે પરમેશ્વર શંકરના સ્ત્રી થાય. મેં કહ્યું તે કોના ઉપર પ્રસન્ન થાય. શું બધા ગોરવ કરે તેના ઉપર ગૌરી પ્રસન થાય? મારી બા કહે, ના, છોકરીયો ગોરવ બરાબર કરે, ગોરવના વ્રતમાં કદી જુઠું ન બોલે, કે કંઇ કંકાસ કે કજીયો ના કરે, તેના ઉપર ગૌરી પ્રસન્ન થાય ને તેને બધું સુખ આપે છે. તો કહે કે જો આ-પણે આમ અમસ્થા રડીયે તો ગૌરી કેમ પ્રસન્ન થાય?

મુક્તા—ના, તો તો પછી ન થાય.

પુષ્પા—ત્યારે પછી આપણે રમવા નહિં જઇએ તો શું થઇ ગયું? હું તો મારે નહિં આવું.

મુક્તા—હવેથી હું પણ નહીં જાઉં અને મારી બેનને પણ ના કહીશ.



## (૧૧)
## કન્યાવિક્રય.

### ( હિંદીમાંથી ભાષાંતર. )

અરે લલિતા ! ક્યાં મરી ગઇ ? લલિતાની સખી ચમ્પાએ ઘરમાં આવતાં કહ્યું. એ સાંભળી ઉદાસીની સાથે લલિતા બોલીઃ— બ્હેન, મરવામાંજ મોટું સુખ છે ! પણ મારા ફુટેલાં ભાગ્યમાં એ સુખ ક્યાં છે !

ચમ્પા—(હસીને) ચાલ, ચાલ, તું તો હમેશાં મર્યાંજ કરે છે;

લલિતા—ચમ્પા, હવે તો એ મરવાનું નહીં, પણ ખરૂંજ મરવાનું છે.

ચમ્પા—હા ! હા ! હું પણ જાણું છું કે ખરેજ જીવવાનું છે.

લલિતા—બ્હેન ! તું સમજી નહિ !

ચમ્પા—હું તારાથી વધારે સમજું છું. આજ તારા વિવાહ નક્કી થયાં છે; તેમાંજ તું સમજદાર થઇ ગઈ છે. એજને ?

લલિતા—બ્હેન ! વિવાહ નહિં. પણ વાઘ નક્કી થયો છે.

ચમ્પા—ચાર દિવસ પછી એજ વાઘ તારા ગળાનો હાર થઇ જશે.

લલિતા—ગળાનો હાર નહિ. પણ આંખનો પડદો થઇ પડશે.

ચમ્પા—ત્યારે શું તું રડીશ ?

લલિતા—રડવાથી વધારે બીજું શું કરવાની છું !

ચમ્પા—આટલા દિવસતો તું લગ્નને માટે તલપી રહી હતી, અને આ ભરી જુવાનીમાં જ્યારે લગ્નનો પ્રસંગ પાસ આવ્યો, ત્યારે રડવા માંડયું.

લલિતા—બ્હેન ! હું તો શું, પણ કેટલાએ રડશે.

ચમ્પા—કેમ વારૂ, કેટલાએ રડશે ?

લલિતા—ઘરડાને લીધે.

ચમ્પા—(ગભરાઇને) શું ! શું ! એ ઘરડો છે ?

લલિતા—હા ! હા ! ઘરડો, ઘરડો. સિત્તેર વરસનો ઘરડો !

ચમ્પા—લલિતા, તું જુઠું કહે છે.

લલિતા—હશે બ્હેન ? જુઠું લાગે તો જુઠું.

ચમ્પા—બ્હેન, મ્હારા સમ. ખરે ખરૂં કહીદે, શું બનાવ બન્યો છે. ?

લલિતા—હું તારી સાથે કદી પણ જુઠું બોલી છું કે હમણાં બોલીશ ?

ચમ્પા—ત્યારે તો બહેન, ખરેજ તારૂં ભાગ્ય ફૂટી ગયું.

લલિતા—એના કરતાં તો બહેન, હું મરી ગઇ હોતતો સારૂં હતું.

ચમ્પા—હાય ! કેવી ખુવારી ! હું મારે ઘેરથી ખુશી થતી આવી હતી; પણ ખુશાલીને બદલે દિલગીરી થઇ.

લલિતા—દુઃખતો હવે જીવીશ ત્યાં સુધી ભોગવવાનું.

ચમ્પા—કોની સાથે લગ્ન નક્કી થયા છે ?

લલિતા—ઝવેરી કેશવલાલ સાથે.

ચમ્પા—અરે એતો ખરેખરજ સિત્તેર વરસનો બુઢ્ઢો છે !

લલિતા—હા. તેના લગ્ન ચાર વખતતો થઇ ચુકયાં છે.

ચમ્પા—ત્યારે તારા માબાપ એનેજ કેમ આપે છે ?

લલિતા—બાને બિચારીને તો તું જાણે છે. ઘરમાં કાંઇ તેનું ચાલતું નથી; અને બાપાજીને તો ધનનો લોભ વધી ગયો છે.

ચમ્પા—અરે વહારે ધન ! તું છોકરીતો એકની એક છે; ત્યારે પછી ધનને શું કરશે ?

લલિતા—તે હું શું જાણું ?

એ રીતે કેટલોક વખત સુધી બન્ને સખીઓએ વાત કરી. પછી લલિતાથી જુદી પડી ચમ્પા ઉદાસ થવાથી પોતાને ઘેર ચાલી ગઇ. સદા આનંદમાં રહેનારી ચમ્પા પણ આજથી ઉદાસ થઇ ગઇ.

(૨)

"ભાઇ હજી પણ વખત છે. તમે આ અનર્થથી બચો." ઝવેરી કેશવલાલના મિત્ર માસ્તર ઉમીયાશંકરે તેને સમજાવવાની રીતથી કહ્યું. તેના જવાબમા ઝવેરી કહેવા લાગ્યા કે, "માસ્તર સાહેબ, તમારૂં કહેવું ઠીક છે. પણ લગ્ન કીધા વગર ચાલતું નથી."

ઉમીયાશંકર—ચાલવાનું એકજ રહ્યું; શું લગ્ન કીધા વિના તમારૂં કામ કંઇ અટકી રહ્યું છે?

કેશવલાલ—બેશક! અટકીજ રહ્યું છે.

ઉમીયાશંકર—જરૂર નહિ. તમે એમ સાબીત નથી કરી શકતા કે તમારે લગ્નની જરૂર છે?

કેશવલાલ—હું એ સાબીત કરી શકું છું.

ઉમીયાશંકર—ઠીક, સાબીત કરી આપો.

કેશવલાલ—એક તો એ, કે વગર સ્ત્રીએ ઘરમાં મઝા નથી.

ઉમીયાશંકર—વાહ વાહ. ચાર ચાર સ્ત્રીએ સુખ ન મળ્યું તો હવે કયાંથી મળશે?

કેશવલાલ—કેમ, હવે કેમ નહિ? પહેલી ચાર તો બહુ નાલાયક હતી. પણ સાંભળીએ છીએ કે આતો બહુજ સારી છે.

ઉમીયાશંકરઃ—એ ચાર દિવસ તો એ ચારેનાં પણ તમે બહુજ વખાણ કરતા હતા. પણ પછી તો ખરાબ. લોકની સોબતે ચાલવાથી એ બિચારીઓની પણ પુરેપુરી ખરાબ દશા કરી નાંખી.

કેશવલાલઃ—ખરેખર, સાહેબ, એ ચારે તો બહુજ ખરાબ હતી.

ઉમીયાશંકરઃ—હા ભાઇ, એ આપના શિવાય કે આપના ખરાબ મિત્રો શિવાય કોઇ કહી શકતું નથી.

કેશવલાલઃ—તે તો મારા શુભેચ્છક છે, તેને અમસ્તાં દોષ ઘો છો.

ઉમીયાશંકરઃ—હું માનું છું કે તે સર્વે તમારા શુભેચ્છક છે; તો પછી આવી અવસ્થાએ તમારે લગ્ન કરવાની શી જરૂર છે? કેમકે તેઓ એક છોડીને તમને બીજી અનેક સ્ત્રીઓથી મઝા કરાવે તેમ છે.

કેશવલાલઃ—પણ એ સ્ત્રીઓથી નામ નહીં ચાલી શકે ને?

ઉમીયાશંકરઃ—તો શું લગ્ન થવાથી તમને નામ ચાલ-વાની આશા છે?

કેશવલાલઃ—જરૂર.

ઉમીયાશંકરઃ—કેવી રીતે?

કેશવલાલઃ—લગ્ન થયાથી એકાદ પુત્ર થાય તો મારૂં નામ ચાલતું રહે.

ઉમીયાશંકરઃ—જ્યારે ચાર સ્ત્રીમાં એકને બચ્ચું ન થયું, અને એ ચારે એમને એમજ મરી ગઇ; તો આનાથી શું આશા રાખી શકાય?

કેશવલાલઃ—બસ. મેં તો કહી દીધું કે ઇશ્વરની ઇચ્છા હશે તેમ થશે.

ઉમીયાશંકરઃ—જ્યારે તમને તમારા ઉપર વિશ્વાસ નથી ત્યારે લગ્ન શું પાડોશી માટે કરો છો?

કેશવલાલઃ—તમારે સારૂ.

ઉમીયાશંકરઃ—મારે સારૂ? મને તો ઇશ્વર ઇચ્છાથી પ્રપૌત્ર સુધી પ્રજા છે.

કેશવલાલઃ—તો પ્રપૌત્ર શું તમને ના કહેશે ?

ઉમીયાશંકરઃ—મારાં તો હવે લાકડાની સાથે ચિતામાં લગ્ન થશે.

કેશવલાલઃ—અને મારાં તો લલિતાની સાથે ધરતીપર.

ઉમીયાશંકરઃ—ભાઇ સાહેબ ! આ જીદ છોડી દો. અને અમસ્તું એક જુવાન બાળાનું સત્યાનાશ ન વાળો !

કેશવલાલઃ—સત્યાનાશ ! લલિતાને મારાથી સારો વર શું મળી શકે છે ?

ઉમીયાશંકરઃ—લલિતા જેવી સુંદર, સુઘડ ને ડાહી છોકરી સારૂ વરની શું ખોટ છે. કેટલાયે યુવાન તેને સારૂ તલ્પી રહ્યા છે.

કેશવલાલઃ—યુવાનને પરણીને શું તે ચાટશે ?

ઉમીયાશંકર—ત્યારે તમને પરણીને શું રડશે ?

કેશવલાલ—રડશે ? વાહ ! તમે પણ બહુ સમજો છો. અરે મારી આ સંપત્તિ—ન ખુટે તેવી સંપત્તિ આ કુબેરનો ભંડાર એનોજ તો થઈ જશે ?

ઉમીયાશંકર—મિત્ર, જ્યારે આ વૃદ્ધાવસ્થામાં તમારાથી સ્ત્રીનો મોહ નથી છોડી શકાતો, તો વિચાર કરો કે એક જુવાન સ્ત્રી પોતાની જીંદગી કેવી રીતે ગુજારશે !

કેશવલાલ—તો શું સ્ત્રીઓની એ શક્તિ છે કે તે પુરૂષની બરાબરી કરી શકે ?

ઉમીયાશંકર—સ્ત્રીઓમાં અને પુરૂષમાં ફેરજ શું છે ?

કેશવલાલ—તમે પણ ઠીક સમજ રાખો છો. અરે, બૈરાંઓ તો મરદોના પગના જોડા છે ! જોડાનું શું કંઇ જોર છે કે ? જ્યારે મરજી થાય ત્યારે એક જોડો ફેંકી દઇ બીજો પહેરવાનો !

ઉમીયાશંકર—પછી જ્યારે એજ જોડા ઉછળી ઉછળીને પગની ચામડી ઉપર વાગે છે ત્યારે કેવું દુઃખ વેઠવું પડે છે ?

કેશવલાલ—એ અમારા જેવા પુરૂષો માટે નહીં, પણ તમારા જેવા નાહિમ્મત અને બાયલાઓને માટે છે, કે જન્મથીજ એક પુષ્પાને લઇનેજ જુદા રહ્યા છે.

ઉમીયાશંકર—જીવતી રહે મારી પુષ્પા, કે જેનાથી આજે મારા પુત્રો અને પ્રપૌત્રો આનંદ કરે છે.

કેશવલાલ—પણ સાહેબ, જે મઝા મને છે તે તમને નથી.

ઉમીયાશંકર—પણ તમને હવે આ બધી જંજાળ છોડવી જોઇએ; કેમકે મારી અને તમારી ઉમ્મર હવે અવસ્થા ઉપર આવી છે, અને છેવટે ઇશ્વરને આ બધાનો જવાબ તો આપવો પડશેજને ? તો મારી સમજ પ્રમાણે તમે તમારી સંપત્તિ કંઇક તો તમારા આશ્રિતોને આપીદો, અને કંઇક ધર્મના કામોમાં વાપરી નાંખો, અને થોડું દેશહિતના કામમાં આપી ધો, અને આ બધી જંજાળમાંથી છુટા થઇને ભગવાનનું ભજન કરો.

કેશવલાલ—આ ખોટી વાતોમાં શું માલ છે ? મઝાના ગપ્પાથી આનંદ કરો.

માસ્તર ઉમીયાશંકરે જ્યારે જોયું કે આ મૂર્ખ માનશે નહિ, ત્યારે એ ઉદાસ થઇને પોતાને ઘેર ચાલ્યા આવ્યા. અને પોતાની પત્નીને પણ બધી હકીકત કહી; જે સાંભળીને તે પણ ઉદાસ થઇ.

( ૩ )

" ચાલ ચૂપ રહે હરામખોર! તારૂં એટલું જોર કે તું મારી સામે બોલે ? " તપી જઇને લલિતાના બાપ હરિલાલે પોતાની સ્ત્રી જમનાને કહ્યું. ત્યારે જમનાએ કહ્યું. " હું હાથ જોડું છું, તમે જે ઇચ્છો તેજ હું ધારૂં છું, પણ આતો હું નહિ થવા દઉં."

હરિલાલ—તારૂં શું જોર છે કે તું નહિ થવા દે?

જમના—હું હાથ જોડું છું, નાથ, એક વખત છોકરીના સામું તો ધ્યાન આપો ?

હરિલાલ—છોકરીની તરફ શું ધ્યાન આપું ?

જમના—એ નથી ઇચ્છતી, કે એના લગ્ન અહીં થાય.

હરિલાલ—એના ન ઇચ્છવાથી શું ? હું તો ઇચ્છું છું ને ?

જમના—પણ એતો કોઇ પણ રીતથી લગ્ન કરવાને રાજી નહિ થાય.

હરિલાલ—રાજી નહીં થાય, તો હું જબર જસ્તીથી લગ્ન કરીશ !

જમના—પણ એતો મને કહી ચૂકી છે કે જબર જસ્તી થશે તો એ પ્રાણ આપશે.

હરિલાલ—જો એમજ થાય તો એનાથી વધારે બીજી કઇ ખુશીની વાત થશે ?

જમના—હાય, મને તો એ એકની એકજ છે. હું શું કરીશ ?

હરિલાલ—તું પણ તેની સાથે મરીશ ! બીજું શું કરીશ ?

જનના—મારા મરવાથી તમે તો દુઃખી નહીં થાઓ ?

હરિલાલ—દુઃખ, દુઃખ કોને કહે છે ? હું તો ગંગાજીને પાંચ શેર દુધ ચઢાવી દઇશ. અને ઝટપટ બીજાં લગન કરી લઇશ !

જમના—લગ્નનું શું સંભળાવો છો ? જે સીત્તેર વરસના બુઢ્ઢાને ચઉદ વરસની છોકરી આપવાને તૈયાર છે, તે પોતે ચાળીશ વરસની ઉમ્મરે લગ્ન કરે તો તેમાં નવાઇ જેવું શું છે ?

હરિલાલ—બસ ચૂપ રહે. મ્હોં સંભાળીને બોલ, નહિતો ઉઠીને બે લાત મારીશ તો મરી જશે.

જમના—મ્હારા મરવાના દિવસો આવીજ લાગ્યા છે. જ્યારે તમે ઇચ્છો ત્યારે આ પ્રાણ પણ કાઢી લ્યો.

હરિલાલ—બસ, આજેજ !

જમના—સારી વાત છે. પણ મારા પ્રાણ લઇને એ, જો તમે છોકરીને એ બુઢ્ઢા સાથે નહિ આપો તો મારો આત્મા તમને બહુજ આશીશ આપશે.

હરિલાલ—છોકરીને તો હું એનેજ આપીશ ! કેમકે તારા રડવાથી મારૂં કંઇ બગડી શકતું નથી.

જમના—તમારા મનમાં શું દયા નથી ?

હરિલાલ—દયા તો મેં તને આપી દીધી છે.

જમના—ઠીક, ખરૂં કહો, તમારા મનમાં શું મારી લાગણી નથી રહી ?

હરિલાલ—લાગણી ! બસ તને હું ઘરમાં રહેવા દઉં છું એજ બહુ સમજ !

જમના—હાય ! આ સાંભળવું મારે નસીબે લખ્યું હતું ! જેની દશ વરસની ઉમ્મરથી દેવતાની પેઠે પૂજા કીધી, એનાથીજ આ તિરસ્કાર પામી ! મારા ભાગ્યમાં શું છેવટે આજ લખ્યું હતું ?

હરિલાલ—તો હવે કોઇ બીજા દેવની તું સેવા કર, કેમકે હું તો હવે રાક્ષસ થઇ ગયો છું.

જમના—નાથ ! તમારા મનમાં મારી કંઇ પણ મમતા હોય તો મારી આ વીનતી માની લ્યો.

હરિલાલ—બસ, તું મારી સામેથી તારૂં કાળું મ્હોં દૂર કર; અને પાછી મારી સામે ન આવતી નહીં તો હું તને ઘરની બહાર કાઢી મુકીશ.

બીચારી જમના રડતી રડતી પતિની પાસથી ચાલી ગઇ, અને લલિતાની પાસે ચકરી ખાઇને પડી ગઇ, ને બેશુદ્ધ થઇ ગઈ. લલિતા

પણ પોતાની મા સાથે પડીને બેશુદ્ધ થઇ ગઇ. નર-પિશાચ હરિલાલ, આ જોયાં છતાં ન જોયું કરી ગયો, અને પોતાની જીદ પર દૃઢ રહ્યો.

(૪)

વાહ વાહ! શું કહેવું. બીબી જોહરા! ઝવેરી કેશવલાલના લગ્નની ખુશાલીમાં ચારે તરફથી આનંદના અવાજ આવવા લાગ્યા! આ જોહરા, ઝવેરીના અખાડાની સુંદર પરી હતી. અને ઝવેરી એની પાસે એવા હતા કે જેવી દેવીની પાસે બકરી! તે જોહરાના વખાણ સાંભળીને કમ્મરમાં તકીયાનો ટેકો લઇને અક્કડ બેઠા. અને જોહરાએ મોટેથી ગાણું શરૂ કરી દીધું:—

" દેખ હાલત મેરી જી મેં ડરના,
" બુઢે બાલમ પર જોર નહિ કરના. "

આ ગાવું પૂરૂં પણ ન થવા પામ્યું કે સભામાં ચારે તરફ હસાહસ ચાલી રહી, જે કોઇ પણ પ્રકારથી રોકી શકાતી નહતી. બિચારા કેશવલાલ પોતાની બે આબરૂ જોઇને ઉતરી ગયેલે મ્હોઢે, ગરીબ જીંદગી પર પોતાનો ગુસ્સો કાઢી રહ્યા હતા. માનો કે પોતાના જન્મ પર ખૂબ થુંકી રહ્યા હતા. અસ્તુ! સાનન્દ કે નિરાશામંદ આ લગ્ન પૂર્ણ થયા. આનું વર્ણન કરવાની યોગ્યતા મારા જેવી અલ્પ મતિમાં નથી; આનું વર્ણન યથાર્થ રીતે તો સમાજના કોઇ સાચા બુદ્ધિમાન મિત્રજ કરી શકે છે; ફકત આટલુંજ હું કહીશ કે આ લગ્નનો દેખાવ એવો હતો કે જેવો કસાઇને હાથે ગાયના શરીર ઉપર થયા કરે છે.

(૫)

"હાય, દશ હજાર ખરચીને જે રાંડ આણી એનો આટલો મિજાજ! મને શિખામણ દેવા લાગી?" ઝવેરી કેશવલાલ પોતાની

સ્રીને કહેવા લાગ્યા. એ સાંભળીને લલિતા રડતા રડતા બોલી, "મને વિના કારણ શા વાસ્તે દોષ દો છો!"

કેશવલાલ—હું તમને દોષ નથી દેતો, પોતાના ભાગ્યનેજ દોષ દઉં છું.

લલિતા—મારે લીધે તમે તમારા ભાગ્યને દોષ ન દો, કેમકે તમને પરમેશ્વરે સૌ કંઈ આપ્યું છે.

કેશવલાલ—પણ જ્યારે તમેજ મારા કહેવામાં નથી, ત્યારે સૌ સર્વ કંઇ વ્યર્થ છે!

લલિતા—હું તમારા કહેવામાં નથી? તમે શું કહો છો? તમારો કયો હુકમ નથી માન્યો?

કેશવલાલ—હુકમ તો મારો બેશક નથી ઉથાપ્યો. પણ આ જીદ નાહક કરી રહ્યાં છોને?

લલિતા—જ્યારે હું તમારી આજ્ઞામાં રહું છું, ત્યારે તમારે મારી એક પણ વાત ન માનવી જોઇએ?

કેશવલાલ—બીજું જે તમે કહો તે કરવાને હું તૈયાર છું, પણ આમાં તો મને બહુ અડચણ પડશે.

લલિતા—તમોને અડચણ કોઇ વાતની નહિં પડે. હું રાત દિવસ તમારી સેવામાં હાજર રહીશ.

કેશવલાલ—પણ એ સભા વિના મારી તબીયત કેમ ચાલશે?

લલિતા—એ ચાર દિવસ તમે એ સભાથી દૂર રહો, પછી જુઓ કે તમને કેટલું સુખ થાય છે!

કેશવલાલ—પણ એ લોક દિલગીર થઈ જશે.

લલિતા—એના દિલગીર થવાથી તમારૂં શું બગડવાનું છે? અને નાયકાણીઓની દિલગીરી કેવી!

કેશવલાલ—સારૂં; તમારે માટે હું સર્વેને દુર કરી નાંખીશ. પણ 'જોહરા'—જોહરાને તો દુર કરવામાં મારા પ્રાણ......"

લલિતા—(બોલતાં અટકાવીને)-તમે તો હિંદુ છો, વળી ઉંચી જાત છો, અને કોઇનું પણ અડકેલું ખાતા નથી. પછી મુસલમાની રાખીને શું કરો છો?

કેશવલાલ—તો શું, જોહરાને હું રસોયણ કરીને રાખું છું?

લલિતા—બસ રહેવા દો, જેને ન જોયું હોય તેને કહો; હમણા તે દિવસે બિચારા નવલચંદને તો વિલાયત જવાના દોષને માટે ન્યાત બહાર મુકયો, કે એને તો ત્યાં બધાનું અડકેલું ખાધું હશે, અને તમે તો રોજ મઝામાં મુસલમાનીનું ખાધેલુંએ ખાઓ છો! એમાં તમારી જાત વટળતી નથી?

કેશવલાલ—અરે પાછા તમે એનું એજ બકવા લાગ્યા, કોઇ સાંભળશે તો શું કહેશે?

લલિતા—જ્યારે લોકોની આટલી બીક છે ત્યારે આવું કામ શા માટે કરો છો!

કેશલાલ—બીક! મને બીક કોની છે? કોણ ન્યાતમાં છે કે મારી સામે બોલે!

લાલતા—પણ હવે આ દુકાન વધારે દિવસ ચાલવાની નથી. અને જો આ ઢંગ રહેશે તો બેચાર વર્ષમાં બધે ઘેર ઘેર ફજેતીની વાતો થશે!

કેશવલાલ—ભાઇ! તમે ખુશી થાઓ કે નારાજ થાઓ, મને તો ઘડીભર ગાયન સાંભળવાનો શોખ છે, અને એ હું છોડી શકતો નથી.

લલિતા—તમે ગાયન ખૂબ સાંભળો! પણ ગવૈયાથી સાંભળો!

કેશવલાલ—સારૂં તેના પર હું વિચાર કરીશ.

વરસો સુધી લલિતાએ કેશવલાલને સારા રસ્તાપર લાવવાનો ઉપાય કીધો, પણ વેશ્યા–વલ્લભ કેશવલાલ મરતાં સુધીએ કુમાર્ગેથી ન સુધર્યો.

( ૬ )

"ભાભી સાહેબ! દાસની એક અરજ છે," હસીને મુનીમ મણિલાલે પોતાના માલીક પત્ની લલિતાને કહ્યું, અને એની પાસે પલંગપર જઇને બેઠો. લલિતા તરતજ પલંગપરથી ઉઠી ગઇ અને બહાર જતી જતી બોલી:—પ્રસન્ન રહો.

લલિતાને ઘરમાંથી બહાર જતા જોઇને મુનીમ પલંગ પરથી ઉઠી ઉભો થયો. અને છુપાઇને લલિતાનો હાથ પકડી કહેવા લાગ્યો:–"ભાભી, તમે મારા પર નારાજ કેમ રહો છો? હું તો રાત દિવસ તમારાં દર્શન સારૂ તલસું છું. અને તમને તો મારૂં મ્હોં પણ ગમતું નથી?"

લલિતા—(ગુસ્સે થઇને) બસ, તરત મારો હાથ છોડી દો અને ઘરમાંથી બહાર ચાલ્યા જાઓ.

મણિલાલ—તમને શું મારા પર જરા પણ ધ્યાન નથી?

લલિતા—તમે કોની સાથે વાત કરો છો તેની તમને ખબર નથી.

મણિલાલ—અમારી શ્રીમતી–ભાભી સાથે?

લલિતા—બસ, ચૂપ રહો, અને હાથ છોડી દો, અને ઘરની બહાર ચાલ્યા જાઓ.

મણિલાલ—હાથ તો હું નહિં છોડું, અને આજે તો હું તમારા ચરણની સેવા કરીશ!

લલિતા—નીમકહરામ ! જેનું અન્ન ખાધું છે તેનુંજ ઘર મારવું ? મને પણ શું તું એ જોહરા જાણે છે ?

મણિલાલ—જોહરા! જોહરા તો તમારી પાસે બિલકુલ નાલાયક છે.

લલિતા—તું અહિંથી જશે કે હું નોકરને બૂમ પાડું !

મણિલાલ—દાસ તો તમને રાજી કર્યા વિના નહિ જાય.

બિચારી લલિતાએ લાચારીથી નોકરને બુમ પાડી, એટલે મણિલાલ, ઝટ દઇને ત્યાંથી પોબાર ગણી ગયો. પછી લલિતાએ એક દાસીદ્વારા કેશવલાલને બોલાવી સર્વ હકીકત કહી સંભળાવી. એટલે હસીને કેશવલાલ એટલુંજ બોલ્યા,—" બઇ, તમે દિયર ભોજાઇ જાણો. હું તમારી બન્નેની વચમાં કશું બોલીશ નહિ. " અને હસીને ચાલવા માંડયું. ત્યારે લલિતાએ રોકીને કહ્યું;—" ઠીક, ત્યારે એને ઘરમાં આવતો બંધ કરવામાં આવશે? " એટલે કેશવલાલે કહ્યું કે, " દીયર ઉપર આટલા બધા નારાજ ન થાઓ ! " કેશવલાલના આ બોલવાથી લલિતા મનમાં બળી ઉઠી અને આમ કહીને એની સામેથી ચાલી ગઇ કે,—"બસ હું સમજી ગઇ, વધારે કહેવાની જરૂર નથી,મારાથી તમે એ ઉમેદ ન રાખતા, હું કંઇ જોહરા નથી ! "

અસ્તુ, જ્યાં સુધી કેશવલાલ જીવતા રહ્યા ત્યાં સુધી મણિલાલ લલિતાને છેડતો રહ્યો, અને હજારો યુક્તિ કરવાથી પણ એનો એ ઢંગ ન ગયો ! લોકોનું કહેવું એમ હતું કે ઝવેરીએ પોતેજ મુનીમને ચઢાવીને બગાડયો હતો. પણ લલિતા પોતાના ધર્મ ઉપર દૃઢ રહી. અને પતિના વૃદ્ધ થવાથી એ એણે પોતાનો ધર્મ ડગવા ન દીધો !

( ૭ )

" માતા ગંગા ! શું તમે મને તમારે શરણે લેશો " ? ગંગાના

કિનારા ઉપર ઉભી રહીને લલિતા ગદગદ કંઠે વારંવાર કહેવા લાગી. લલિતાના માતાપિતા તો બે વરસ થયાં મરી ગયાં હતાં. વીસ દિવસ થયા ઝવેરી કેશવલાલ પણ પરલોકમાં ચાલ્યા ગયા ગયા હતા! લગ્ન પછી લલિતા ફકત ચાર વર્ષ સૌભાગ્યવતી રહી! પતિના મરણથી એને ઘરમાં રહેવું ભારે થઇ પડયું, કારણકે ઘરમાં આ વખતે પૂરેપૂરી લંકાની લડાઇ ચાલી રહી હતી! કેટલાએ આદમી ઘરમાં ધણી થઇ બેઠા હતા! ને રાત્રિ દિવસ રોજ દશબાર ફોજદારો આવતા હતા અને ચારે તરફથી દિવાની, ફોજદારી, મુકરદમા ચાલતા હતા! આ સર્વેનું કારણ એ હતું કે કેશવલાલે મરતાં સુધી પોતાની દોલતનો કંઇ બંદોબસ્ત કીધો નહતો, તેથી જેમ કોઇ મોટાં અમીરના મરવાથી થાય તેમ તેની પાછળ થઇ રહ્યું હતું. જોકે ખરી માલીક લલિતા હતી, પણ એની તરફથી લડવાવાળું કોઈ હતું નહિ; અને ઝવેરી પણ કંઇ એને આપીને મર્યા નહોતા! જે કંઇ એની પાસ દરદાગીના હતા, તે વેચી એણે ઝવેરીની ક્રિયા કીધી. હવે તો એને ઘરમાં રહેવું પણ મુસ્કેલ હતું. કેમકે કેટલાક દુષ્ટ લોકો તેને ભ્રષ્ટ કરવાને તલ્પી રહ્યા હતા. તેથી એક દિવસ ગંગાના કિનારા ઉપર જઇને તેણી ઉપરના શબ્દો વારંવાર કહીને અંતરમાં એમ કહેતી ગંગાજીમાં કુદિ પડી,—" હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! તમારે શરણે લેજો."

લલિતાનું આ પરિણામ સારૂં થયું કે ખરાબ, એ વિષે વિચાર કરશો. હું તે કહી શકતી નથી.! હા! એના પર કોઇ સમાજના મેંબરો વૃદ્ધ લગ્નના પક્ષપાતી—અને પુરાણી વખતનો ફકીર હો તેતો કદી કહી શકો કે વૃદ્ધવિવાહ સારા કે ખરાબ!!!

## ( ૧૨ )

# સત્યનું માહાત્મ્ય.

નિર્મળા—કમળા, તું તો કોઈ દિવસ આવતીએ નથી! બહુ મોંઘી થઇ ગઇ છે કે શું?

કમળા—શું કરૂં, બહેન ઘરમાંથી નવરી પડું ત્યારે આવુંને! પણ તું કયાં કોઇ દિવસે આવે છે કે મને ઠપકો દેવા નીકળી છે?

નિર્મળા—હું તો શી રીતે આવું, જોને તું મારા સાસુજીનો સ્વભાવ તો જાણે છેજ ને, એને કોઇને ઘેર જઇએ આવીએ તે ઝાઝું પાલવે નહિં, ને પછી ઘરમાં કલેશ થાય.

કમળા—હા, પણ તું તારે પિયેર તો જતી હશેને!

નિર્મળા—પિયેર તો જાઉં છું, તેને સારૂ ના નથી કહેતાં, એટલું નસીબ સારૂં સમજવું.

કમળા—ત્યારે ત્યાંથી અહીં આવતી રહે તો શું થાય?

નિર્મળા—એમ આવતાં રહીયે તેમા શું ફાયદો? પુછે કે કયાં ગઇ હતી, ત્યારે તો ખબર પડેને?

કમળા—કયાંથી ખબર પડશે? એ કયાં તારી પછવાડે જોવાને આવે છે? બીજે ગયાં હોઇએ તે ન કહીયે, એકલું પિયરનુંજ નામ દઇએ.

નિર્મળા—એવું જુઠું કેમ બોલાય!

કમળા—ઓહો! એમાં મોટું જુઠું શું? એટલું જુઠુ બોલીયે તેમાં થઈ શું ગયું?

નિર્મળા—કેમ શું થઇ ગયું; એકતો વડીલની રજા વગર કામ

કરીયે તેથી તેના ગુનેહગાર થવું, ને પાછું જુઠું બોલીને તેને છેત૰ રવા ને બેવડા ગુનેહગાર થવું ? બ્હેન, મને તો એમ લાગે છે કે સત્ય તજવું તેના કરતાં દુઃખ ભોગવવું કે વખત આવે જીંદગી તજવી એ વધારે સારૂં.

કમળા—બહેન, તુંતો મોટી સત્યવાદીની પુંછડી, એમાં વળી ગુન્હેગાર શાના ?

નિર્મળા—કેમ ગુનેહગાર નહિ ! આપણા ધર્મશાસ્ત્રોમાં શું કહ્યું છે ? કે કદી વડિલોની આજ્ઞા ઉલ્લંઘવી નહીં. વડિલોને છેતરવાં નહિ વડીલોને તો શું પણ કોઇ પણ પ્રાણીને છેતરવું નહિ. જીવ જાય પણ સત્ય કદી તજવું નહિં. બ્હેન સત્યનું કેટલું માહાત્મ્ય છે તે શું હજી તને ખબર નથી ? એક સત્યને સારૂં રાજા હરિશ્ચંદ્રે નીચ ઘેર પાણી ભર્યું હતું, ને રાણી તથા પુત્રને વેચ્યાં હતાં; એક સત્યને સા- રૂંજ પાંડવોએ રાજપાટ તજી વનવાસ ભોગવ્યો હતો; તથા એક સત્યને સારૂંજ કેટલાએક મનુષ્યો તથા દેવોએ પોતાનાં સર્વ સુખો તજ્યાં હતાં. બહેન, એવી વાતો તો તેં મારી સાથે ન્હાનપણમાં ઘણીએ કરી છે તે શું બધું આજે ભુલી ગઇ ?

કમળા—ના, હું ભુલીતો નથી ગઇ, પણ સત્યનું માહાત્મ્ય શું છે તે હું જાણતી નથી, એટલે મને તો એમજ લાગે છે કે બહુ સત્યતા પાળવા જતાં દુઃખ સિવાય બીજું કંઇ ભોગવવું પડતું નથી.

નિર્મળા—એમ કેમ બ્હેન, જો એમ હોય તો " सत्यमेव- जयते " એ વાક્ય શું ઠરે ? કદાચ કોઇ વખત સત્ય પાળતાં આપણે દુઃખ ભોગવવું પડે પણ આખરે સત્યનોજ જય છે. હરિશ્ચંદ્ર રાજાએ પહેલાં દુઃખ તો ભોગવ્યું; પણ તે છતાંએ જો સત્ય ન તજ્યું તો તેના પ્રતાપે તેને સર્વ સુખ પાછું મળ્યું; અને જો કે તે પોતે અ

લોક તજી કેટલાંએ વર્ષો થયાં ચાલ્યાં ગયાં છે, છતાંએ તેની કીર્તિ અમર છે. પાંડવોની કીર્તિ પણ હજુ તેની સત્યતાને લીધે એવીને એવી આ આર્યભૂમીમાં ઝળકતી રહી છે.

ઉપનિષદોમાં સત્યનું માહાત્મ્ય કહ્યું છે તે સાંભળઃ—

**अश्वमेधसहस्रंच सत्यंच तुलया धृतम् ।**
**अश्वमेध सहस्रात् सत्यमेकं विशिष्यते ॥**

ભાવાર્થઃ—સહસ્ર અશ્વમેધ અને સત્ય એ બન્નેને તાજવાંમાં ધરીયે, તો સહસ્ર અશ્વમેધથી એક સત્ય વિશેષ થાય છે. તો હવે કહે બહેન, સત્યનું માહાત્મ્ય કંઇ થોડું છે?

કમળા—ના, બહેન, મને સત્યતાનું આટલું બધું માહાત્મ્ય હશે એવી ખબર નહીં; તેથીજ મેં તને ખોટું બોલવાનું સમજાવ્યું. હવે પછી હું પણ કોઇ દિવસ અસત્ય બોલીશ નહિ. બહેન, આપણાં વડિલો કહે છે તે કાંઇ ખોટું નથી, કે સારાં ને શિખેલાંની સોબત કરીએ તો આપણે પણ કંઇ સારૂં શિખીયે અને નવું જાણવાનું મળે. બહેન, હુંતો ઘણી વખત, મેં તને શિખવ્યું એવું ખોટું બોલું છું. અને તેથી અમારા ઘરમાં અવાર નવાર લડાઇ થયા કરે છે. કેમકે આખરે ખોટું તે તો ખોટુંજ છેને? કોઇ પણ વખતે તપાસ કરતાં પકડાઇ આવે. આજે તેં મને સત્યનું માહાત્મ્ય સમજાવીને મારા ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે. હવે મારી અસત્યતા જવાની સાથે મારા ઘરનો કલેશ પણ સદાને સારૂં આજથી ગયો એમ માનજે.

બહેન, તને તહારા કામમાંથી ખોટી કરી તે માફ કરજે. પણ સદાએ આવી રીતનો ઉપદેશ આપવા કૃપા કરજે.

---

ગં. સ્વ. રમણલક્ષ્મીના લેખો.

ભાગ ૩ જો.

# દુનિયા તો એવીજ!

તે

શ્રીયુત નાથ માધવ કૃત जग हैं असेंचનું ભાષાંતર.

---

ભષાંતર કર્તા,

અક્ષરવાસી ગં. સ્વ. રમણલક્ષ્મી ત્રિભોવનદાસ મોદી.

---

પ્રકાશકો,

સવાઈલાલ દામોદરદાસ મોદી, મુંબઈ,

તથા

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, સાબરમતી.

# ભાગ ૩ જાની અનુક્રમણિકા.

# પ્રકાશકોનો ખુલાસો,

આ નવલકથા મહારાષ્ટ્રના પ્રસિદ્ધ નવલકથાકાર, અને વિદ્વાનોએ વખાણેલા **केरळ कोकिळ** માસિકના સંપાદક, શ્રીયુત નાથ માધવને હાથે લખાયેલી **जग हें असेंच** નું ભાષાંતર છે. શ્રીયુત નાથ માધવે લખેલી ૨૦–૨૫ નવલ કથાઓમાંથી " વીરધવલ, " "શ્રીશિવાજીનું નૌકા સૈન્ય, " " તરુણ રજપૂત સરદાર, " એ ઐતિહાસિક, અને " શ્રી નિવાસરાવ, " " વિહંગવૃન્દ, " " ગ્રહદશાનો ફેરો, " ઇત્યાદિક સામાજિક નવલકથાઓને રાજરજવાડા તરફથી તથા ડેક્કન વર્નાક્યુલર સોસાયટી તરફથી ઇનામો મળેલાં છે. વધુમાં એમની કેટલીક એક નવલકથાઓનાં હિંદી, તામિલ અને કાનડી ભાષાઓમાં તરજુમા પણ થયા છે. તો આવા લોકપ્રિય અને પ્રસિદ્ધ લેખકની ગુર્જર પ્રજામાં ઓળખાણ આવકારદાયકજ થશે.

અમને આ ભાષાંતર પ્રસિદ્ધ કરવા પરવાનગી આપવા માટે, તથા ઉપરની માહિતિ પૂરી પાડવા માટે, અમે તેમના અત્યંત આભારી છીએ.

બ્હેન રમણલક્ષ્મીને આ પુસ્તક ભાષાંતર માટે પસંદ કરવાને ખાસ શું કારણ મળ્યું હતું, તેનો એ બ્હેને ઉલ્લેખ કોઇ જગ્યાએ કર્યો હોય એમ લાગતું નથી. પણ ૨૧ વર્ષની નાની વયમાં માતૃવિરહ, બ્હેનનો વિયોગ, પિયર પક્ષની આર્થિક હાનિ, અને જાણે એટલાં કમી ન હોય તેમ વૈધવ્યનાં અનુપમ કષ્ટનો અનુભવ મેળવી, સંસાર છોડી જનાર બ્હેનનાં હૃદયને માલતીની કરુણ રસિક કથા, વિશ્વાસરાવનું સૌજન્ય અને ગિરજાની ઉદારતા એ અસર કરી હોય, અને પુસ્તકની ભાષાંતર માટે સરળ શૈલી અને તેનાં ન્હાનકડાં કદે, તેમ કરવા પ્રેર્યા હોય, તો નવાઇ જેવું નથી.

મૂળ પુસ્તકમાં ૨૧ મા પ્રકરણ પછી એક ગૃહસ્થ તરફથી પુસ્તકના ઉપસંહાર તરીકે ૨૨ મું પ્રકરણ લખાયું છે. સદરહુ પુસ્તકમાં નવલકથાનો બોધ સમજાવવા પ્રયત્ન થયો છે. એ પ્રકરણનું ભાષાંતર બ્હેન રમણલક્ષ્મીએ અધુરૂં રાખ્યું હતું; અમને લાગે છે કે એ પ્રકરણનું ભાષાંતર આપવાની જરૂર નથીજ; તેથીજ અમે એ કાઢી નાંખ્યું છે.

નવલકથા તથા ભાષાંતરમાં દોષો હશેજ; પ્રકાશકોનાં કાર્યમાં ખામી છેજ; પણ તે સર્વે દરગુજર કરી, માત્ર એ કથાનકનાં સરળ ચિત્ર અને નીતિમત્તા ઉપરજ ધ્યાન આપી ભાષાંતરકારની અલ્પવય અને તેને મળેલું અલ્પ શિક્ષણનો વિચાર કરી, તેને આવકાર આપવા વિનંતિ કરીએ છીએ.

ચૈત્ર વદ ૪<br>સં. ૧૯૭૪ } પ્રકાશકો.

---

# મૂળ લેખકની પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

ઇશ્વરનિર્મિત સૃષ્ટિની ચરાચર વસ્તુઓનું લક્ષ્યપૂર્વક અવલોકન કરતાં પ્રત્યેક બુદ્ધિવાન મનુષ્યને દેખાઇ આવશે કે પ્રત્યેક વસ્તુમાં ક્રમશઃ કંઇને કંઇ ફેરફાર થતો જ આવે છે. ચારસો પાંચસો વર્ષ ઉપર જ્યાં ડુંગર હતો, ત્યાં આજે સપાટ મેદાન દષ્ટિએ પડે છે. પૂર્વે જ્યાં રેતીનું મેદાન હતું, ત્યાં આજે જંગલી ઝાડોનાં ઝૂંડ નજરે આવે છે. ન્હાનાં ન્હાનાં ઝરણોને આજે નદી સ્વરૂપ પ્રાપ્ત થયું છે. વધારે શું ? આજે આપણે એકાદું નાનું આંબાનું ઝાડ જોઇએ છીએ, તે એક વર્ષ પછી મહાન્ વૃક્ષ દેખાશે. આ સૃષ્ટિ વિચાર થયો. માનવસૃષ્ટિને પણ આજ નિયમ લાગે છે. તેનું પૃથક્કરણ કરવાની કાંઇ જરૂર નથી.

જડ તેમજ અજડ પદાર્થોમાં દરરોજ કંઇને કંઇ ફેરફાર એક સરખો થતો જાય છે. સમુદ્રને તળીએ નવિન પૃથ્વી ક્રમશઃ નિર્માણ થતી જાય છે, એમ વિજ્ઞાનશાસ્ત્રીઓએ શોધ્યું છે, ચોમાસામાં નદીઓને પૂર આવે છે, ત્યારે ડો'વાયલું પાણી સમુદ્રમાં જઇ, તેની સાથે નાના પ્રકારની જણસો ખેંચી જાય છે. ક્રમે કરીને કાદવ, રેતી તથા બીજાં પદાર્થો તળીએ જઇને, તેનાં થરોને ટેકરીઓ, પર્વતો વગેરેનાં આકાર પ્રાપ્ત થાય છે. પૃથ્વી ઉપર પ્રતિવર્ષ વરસાદ અને વાયુના મારે પર્વતો, ધરો અને રસ્તાઓનાં પરમાણુઓ ઘસાતાં જવાથી, પ્રત્યેક ઉઘાડી ચીજો ઘસાતી જાય છે. એક બાજૂપર પૃથ્વીનો આમ નાશ થાય છે, ત્યારે બીજી બાજૂએ તે નિર્માણ થતી જાય છે. આ થયો સૃષ્ટિચમત્કાર.

આમાં કાંઇ વિશેષ આશ્ચર્ય નથી. ઇશ્વર નિર્મિત માનવકોટિની હિલચાલ તરફ લક્ષ્યપૂર્વક અવલોકન કરતાં સૂક્ષ્મ દષ્ટિથી જોનારને

ત્યાં પણ દેખાઈ આવશે કે મનુષ્યોમાં પણ એક પ્રકારનો અદૃશ્ય ફરક થતો જાય છે. પૌરાણિક વાતો ઉપર ક્ષણભર વિશ્વાસ મૂકીએ તો એમ અનુમાન કાઢવાને હરકત નથી કે માનવજાતિમાં વિલક્ષણ ફેરફાર થયો છે. પૂર્વનાં લોકોની શરીરની બાંધણી, ઉંચ્ચાઈ, તેઓનો આહાર તથા શક્તિ વગેરેનું પ્રસ્તુત કાળના મનુષ્ય જોડે સરખામણી કરતાં, આ ફરક કેવી રીતનો થયો છે, તે સ્હેજે માલૂમ પડશે. આપણાં બાપ-દાદાઓ આપણી સામર્થી વિષે હાસ કરે છે, તે ઉદાહરણ પૂરતું છે.

આવી રીતે સૃષ્ટિમાં ફરક થતો હશે, પણ માનવ સૃષ્ટિનો ફરક મનન કરવા જેવો છે. તે ફરકની ઉન્નતિ તેમજ અવનતિ થાય છે. જડ સૃષ્ટિનો ફરક એક બાંધી મૂકેલ માર્ગે કરીને જ થાય છે. ગુલાબનાં ઝાડને ગુલાબનાં જ ફૂલ આવશે; તે પર જાઇનાં ફૂલ કદી દેખાશે નહીં. પણ માનવસૃષ્ટિમાં એમ નથી. વિસમી સદીનાં સુધરેલાં અને સુશિક્ષિત લોકોનાં મસ્તકોમાંથી નિકળતી કલ્પના સૃષ્ટિ તથા સામ્રાજ્યનું નિરીક્ષણ કરતાં એમ માલૂમ પડશે કે જગતમાં અનેક જાતની ભાંગફોડ થાય છે. નવી નવી શોધો લાગે છે. નવાં નવાં યંત્રો તૈયાર થાય છે. આવી ભાંગફોડોને લીધે જગ દિવસે દિવસે સુધરતું હોય એમ લાગે છે. પરંતુ મનુષ્ય અંતઃકરણની વૃત્તિમાં અદૃશ્ય ફરક થઇ, તેઓ એક રીતે જંગલી પણ બનતા જાય છે. તેઓના આચાર વિચારમાં તો ફરક વિલક્ષણ જ છે. નીતિ પ્રવાહને એક જુદો ફાંટો જ મળ્યો, એમ કહેવાને હરકત નથી. એકાદ મજુરને ગોળીથી ઠાર મારવો, તે પ્રસ્તુત કાળમાં પાતક ગણાતું નથી; કારણ તે મનુષ્ય તે વખતે દિવાનો હતો, એમ કહી છૂટી શકે છે. વડિલોનાં આચાર વિચારનું પ્રતિબિંબ છોકરાંઓમાં ઉતરતું બંધ થવા આવ્યું છે.

પ્રાચીન કાળમાં લોકોનું આચરણ કેટલું પ્રામાણિક, રહેણી કેટલી

સાધારણ, ઇશ્વર વિષે પ્રેમ કેટલો દૃઢ અને અસાધારણ હતો, અને પ્રસ્તુતકાળમાં તેજ લોકોનાં વંશજોનું આચરણ કેટલું જુદું પડે છે તે જુઓ. પૂર્વેનાં લોકોની સ્થિતિ—સાદી રહેણી અને ઉચ્ચ કલ્પનામય ( Plain living and high thinking ) હતી. હવે ઉલટું થયું છે. ઉચ્છૃંખલતા વધીને સત્યતાને ફાટી મળ્યો છે. એકમેકની બીડ અને મર્યાદા છૂટી ગયાં છે. સહાનુભૂતિનો અભાવ થયો છે. એક-બીજા માટે પૂજ્યબુદ્ધિ અને આદર તો રહ્યાં જ નથી. પ્રાચીનકાળમાં જે ભરતખંડ ઉચ્ચ શિખરે પહોંચ્યું હતું. તેને જ આજે નીચતમ, અવનત, સ્થિતિ પ્રાપ્ત થઇ છે. આ કેમ થયું, એમ કોઇ પૂછશે તો તેનો એક જ સમર્પક ઉત્તર **"દુનિયા તો એવી જ છે."** એજ હોય.

જે રાષ્ટ્ર ઉચ્ચશિખરે પહોંચ્યું છે, તે કાલાંતરે અવનત દશાએ પામવું જ જોઇએ. જે અવનત સ્થિતિમાં છે તે ઉચ્ચ દશાએ પહોંચશેજ. તેમ જો નહોત, તો ઇતિહાસને કારણ જ ન થાત. જેમ રાષ્ટ્રની તેમ જ મનુષ્યની સ્થિતિ છે. પહેલાંના લોકો મહત્ત્વાકાંક્ષી હતા, તેઓ ન્યાયથી પોતાની મહત્વાકાંક્ષા પૂરી પાડતા. હાલના મહત્ત્વાકાંક્ષી અને લબાડ લોક સ્વાર્થ સાધવા માટે અનેક સાચા ખોટા વ્યવહાર કરીને દ્રવ્ય સંપાદન કરવાનો પ્રયત્ન કરે છે.

મનુષ્ય કોઇપણ ધર્મનો કોઇપણ જાતિનો, કોઇપણ દેશનો, અને કોઇ પણ સ્થિતિનો હોય, તોપણ હંમેશા તેની ઉત્કટ ઇચ્છા એજ હોય છે કે હું હંમેશાં સુખી રહું, અને મને દુઃખ સંબંધ બિલકુલ નહિ હો. આ ઇચ્છા તૃપ્ત કરવા માટે તે જન્મથી મરણ સુધી, અને સવારથી સાંજ સુધી સતત પ્રયત્ન કરે છે. પરંતુ પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે વાસ્તવિક ઉપાય શું લેવો જાઇએ, તેનું એને યથાર્થ જ્ઞાન ન હોવાથી, તે ઘણીવાર ફસાય છે. ઇચ્છાતૃપ્ત તો થતી નથીજ,

પણ ઉલટા તે કેવી રીતે દુઃખમાં પડે છે, તે પ્રસ્તુત કથામાં દેખાડવાનો પ્રયત્ન કર્યો છે.

મનુષ્ય એકવાર પ્રેમપાશમાં ગુંચવાયો, પછી તે પ્રેમની પૂર્ત્તિ કરવામાં તેનો સારાસાર વિચાર કેવી રીતે નષ્ટ થાય છે, દ્રવ્યનો મદ આંખ ઉપર ચઢવાથી તેની દૃષ્ટિ કેવી મલિન થાય છે, અને જ્ઞાનચક્ષુપર અજ્ઞાનનાં પડળ આવવાથી અજ્ઞાનનું પ્રાબલ્ય થઇને તે કેવો બેફામ થાય છે, તે આ કથા ઉપરથી વાંચકનાં સહજ લક્ષ્યમાં આવવા જેવું છે.

જે લોક ઇશ્વર ઉપર ભરોસો રાખીને જગત્‌માં જીવે છે, આપણી માફક જ ઇતર લોક સદ્‌વર્તની હશે, એમ વિશ્વાસ રાખીને તેમનાં જ કલ્યાણને માટે મંડ્યા રહે છે; તેઓથી પોતાનું નુકસાન થતું હોય, પોતાનો જીવપણ કદાચિત્ જોખમમાં આવતો હોય, તોપણ તેઓ તેનો પ્રતિકાર કરતા નથી, એ આ કથામાં બતાવ્યું છે. આ કથાનકનું નામ, " પરમદહાડાની વાત, " અથવા, " દુનિયા તો એવી જ ! " એજ રાખવું મ્હને ઠીક લાગ્યું છે.

આ વાર્તાને અંતે મારા મિત્ર શ્રીયુત્ કૃષ્ણજી મહાદેવ ગાયકવાડ પ્રેસિડંટ, બંધુસમાજ, પૂના—તેમણે આ કથા લક્ષપૂર્વક વાંચી ઉપસંહાર રચ્યો છે, તેમનો હું અત્યંત આભારી છું.*

**શ્રીમંત આત્મારામ મહાદાપ્પા**
**આઠવણેનો બાગ,**
પનવેલ, જિલ્હો કોલાબા,
તા. ૧ એપ્રીલ ૧૯૦૮.

**નાથમાધવ.**

---

* સદ્દહું ઉપસંહાર આ પુસ્તકમાં છોડી દેવામાં આવ્યો છે.
(પ્રકાશકો.)

# દુનિયા તો એવીજ!

## પ્રકરણ ૧ લું.

### મૃત્યુ.

" પિતાજી, તમે જો થોડું દુધ લેશો, તો જરૂર તમને થોડી
" હોંશિયારી આવશે."

" ભાઇ, હવે તારૂં દુધ નહિ જોઇએ, અને કાંઈ પણ નહિ
" જોઇએ; તે કશાથી હવે કાંઇ પણ વળવાનું નથી."

આજે આખા દિવસમાં ભાઉસાહેબના* પેટમાં એક ચમચી પાણી સુદ્ધાં ગયું નહોતું. સવારે ડૉકટરે કહ્યું'જ હતું કે હવે ઔષધનો કાંઇ પણ ગુણ નથી. બીજો ડૉકટર હમણાંજ આવી ગયો હતો. તેણે જે ઓસડ આપ્યાં હતાં તે એમજ પડી રહેલાં હતાં. ભાઉ સાહેબને બે વર્ષ થયાં ક્ષયની અસર હતી. તેણે પોતાની તરફથી ઘણા ઉપાય કર્યા પણ કાંઇજ ગુણ લાગ્યો નહિ. આજનો દિવસ જશે કે નહિ જાય, એવા ઉદ્ગાર તેના ડૉકટરે સવારે કહાડયા હતા અને ખરેખર તેની એકંદર સ્થિતિ તરફ જોઇએ તો એમજ લાગે કે અત્યાર સુધી તેના દેહમાં જીવ પણ રહ્યો એજ મોટું આશ્ચર્ય !

* મરાઠી પુસ્તકો વાંચતાં બે ત્રણ વાતો સમજવાની છે. દક્ષિણીઓમાં દરેક મનુષ્યને પોતાનાં પ્રસિદ્ધ નામ ઉપરાંત એક—જેને ટાપણ નામ કહે છે, તેવું નામ હોય છે; જેવાં કે ભાઉ, દાદા, કાકા, નાના, આપ્પા, બાપુ, બાળુ, રાવ, અણ્ણા, વગેરે. કયા નામ જોડે કયું ટાપણ નામ આવે તેનો ઘણીવાર નિયમ હોય છે, પણ તે નિયમ હમ્મેશા-

ભાઉસાહેબના મનમાં આજે બહુ બોલવાનું હતું, પણ ઉધરસ તેને બિલકુલ બોલવા દેતી નહતી.

" ભાઇ વિશ્વાસ, તદ્દન પાસે બેસ. તારી સાથે મને ઘણી વાત

---

જ જળવાઇ રહે છે, એમ નથી. જેમકે સાધારણ રીતે સદાશિવરાવ અથવા ગોવિંદરાવને ' ભાઉ ' કહે છે; નારાયણરાવને ' નાના ' કહે છે; જ્યેષ્ઠ પુત્રને ' દાદા ' કહે છે, વગેરે. એ ટોપણ નામ અને આપણાં લાડનાં નામો જેવાં કે, બાબુ, બચુ, કીકો, અથવા ટુંકાં કરેલાં નામો જેવાં કે ચંદુ, ત્રિભુ, વગેરેમાં ફરક એ છે કે, જ્યારે આપણાં લાડનાં નામોથી આપણા વડિલો જ આપણને બોલાવે ત્યાં સુધી સારૂં લાગે છે, ત્યારે દક્ષિણીઓમાં ટોપણ નામથી સંબોધવું માનભરેલું ગણાય છે. તેથી સદાશિવરાવ પેઠીવાળાને ' ભાઉ સાહેબ પેઠીવાળા, ' એમ લખવું, તે તોછડાઇ ભરેલું નહિ પણ વિશેષ માનભર્યું સંબોધન છે. તે એટલે સુધી કે નાનાફડનીસનું ખરૂં નામ " બાલાજી જનાર્દન ભાનૂ " હતું એ ઘણાં થોડાં જાણે છે.

ટોપણ નામની પાછળ ' સાહેબ ' એ ઉપાધિ લગાડવાની પદ્ધતિ આધુનિક વખતમાં આવી છે. અસલમાં પેશ્વા શિવાય કોઇ બીજાને 'સાહેબ' એ ઉપાધિ લગાડી શકાતી નહિં.

જેમ પુરૂષોમાં તેમ સ્ત્રીઓમાં પણ થોડાંક ટોપણ નામો છે. તેમાં ખાસ કરીને મ્હોટી બ્હેનને ' તાઇ ' અને બીજી બ્હેનને ' માઇ ' કહેવાનો ચાલ છે. માલતીની અપર માતાનું નામ 'માઇ' એ સંબોધન આ ઉપરથી સમજાશે.

અત્રે એ જણાવવું કદાચિત્ અયોગ્ય નહિ જણાય કે આપણામાં જ્યારે ઘણું ખરૂં આપણા પ્રસિદ્ધ નામો તેજ આપણા રાશિ-નામ અથવા ખરાં નામ હોય છે, ત્યારે દક્ષિણીઓમાં એમનાં પ્રસિદ્ધ નામો તેજ એમનાં ખરાં નામો અથવા રાશિ–નામો હોતાં નથી. દરેક પુરૂષને એનું રાશિ નામ બીજું આપવામા આવે છે, જે માત્ર સંધ્યા કરતી વખતે બોલવામાં આવે છે; અને જે નિકટ સંબંધી શિવાય બીજાને જાણવા દેવામાં આવતાં નથી. આવી પ્રથા હિંદુસ્થાની બ્રાહ્મણોમાં પણ છે. (પ્રકાશકો.)

" કરવાની છે; પણ શું કરૂં ? " આ ઉધરસ "—આ આટલાં વાક્યો બોલતાં તેણે કેટલીએક વખત લીધો. તેનો જીવ બહુજ મુંઝાવા લાગ્યો.

" પિતાજી, તમે જરા પણ બોલવાનો શ્રમ લેશો નહિ; ઓ-
"સડ આપું કે ? "

" નારે, ભાઇ, હવે તેનાથી શું વળવાનું છે ! પ્રભુ મને થોડી
" પણ બોલવાની શક્તિ આપે ! "

એટલામાં તેને જોરથી ઉધરસ આવી. વિશ્વાસરાવે ભાઉસાહેબનું માથું પકડયું; ઉધરસ ગયા પછી કેટલોક વખત તે તદ્દન મુગાજ સુતા હતા: ફરીથી તેણે આંખો ઉઘાડી, પ્રેમ દૃષ્ટિથી એક વખત વિશ્વાસ-રાવની સામે જોયું, અને તેને તદ્દન પાસે બેસવાની ઇશારત કરીને તે બોલ્યા:—

" વિશ્વાસ, હું કહું છું તે તરફ લક્ષ આપ. મારૂં કહેવું સાં-
"ભળીને તને આશ્ચર્ય લાગશે ખરૂં, પણ તારી જન્મ કથા તારા લક્ષમાં
"આવશે. " ભાઉસાહેબ શ્વાસ લઇને આગળ બોલ્યા, "તારી તરફની
"ખરી હકીકત ફક્ત આપણી ગિરજાનેજ ખબર છે; તું મને બાપાજી
"કહીને બૂમ પાડે છે તે ઠીક છે, પણ—હું કંઇ તારો બાપ નથી. "

" બાપા ! " વિશ્વાસરાવ વચ્ચેજ બોલ્યો.

" સબુર કર, સાંભળ, " ભાઉ સાહેબ અટકતાં બોલ્યા; "મારૂં
" બોલવું સર્વ સાંભળી લે એટલે તારા લક્ષમાં આવશે: તારી માતા
"કમળા— હાય હાય ! કમળા ! શું તારો પ્રેમ ! " તેની આંખમાંથી અશ્રુ વહેવાં લાગ્યાં, તે ડસકાં ઉપર ડસકાં ખાવા લાગ્યો. તેણે પોતાના દુ:ખનો વેગ દબાવી આગળ બોલવાની પાછી શરૂઆત કીધી;—"કમ-
"ળા અને હું છેક ન્હાનપણથી જોડે ઉછર્યાં; તેની મારા પર કેટલી
" પ્રીતિ હતી તે શું બોલીને કહું ? ઘરની ગરિબી હોવાને લીધે

" તારી દાદીએ તેને મોટા કષ્ટથી ઉછેરી, પણ તેની સર્વ આશા,
" મારા ઉપર—હું કમળા સાથેજ લગ્ન કરીશ એવું મેં તેને આશ્વા-
" સન આપ્યું હતું; હાય ! હાય ! મેં તેને ફસાવી તેથીજ હું હાલ
" આ પીડા ભોગવું છું. કમળા, કમળા ! " ફરીથી એક વખત તેણે
શ્વાસ લીધો અને તે આગળ બોલવા લાગ્યાઃ—

" પછી કેટલેક દિવસે વેપાર નિમિત્તે હું કાશ્મીર ગયો, ત્યાં હું
" આઠ વર્ષ સુધી રહ્યો. કાશ્મીરથી હું ઘણો શ્રીમાન થઇને પાછો
" આવ્યો. પછી મેં કમળા અને તેની માતાની બહુ શોધ કરી પણ
" કશોજ પત્તો લાગ્યો નહિ; મેં તેને ફસાવી ! ફસાવી, તેથીજ આ
" પીડા ભોગવું છું—ભાઇ થોડું પાણી આપ જોઉં " વિશ્વાસરાવે ભા-
ઉસાહેબને થોડું પાણી આપ્યું. કેટલેક વખતે તે બોલ્યાઃ—

" પછી કેટલેક દિવસે ગીરગામમાંની એક નાની સરખી ગલી-
" માંથી આવતાં ત્હને મારી તરફ દિન થયેલે મુખે જોતા ઉભો
" રહેલો મ્હેં જોયો. તે વખતે તારી વય ત્રણ વર્ષની હતી; તને
" જોતાંજ મારા મનમાં એક વિલક્ષણ પ્રેમની ઉર્મિ આવતાં હું
" ત્યાંજ ઉભો રહ્યો; એટલામાં તને વિશ્વાસ કહીને ધીમા અવાજે
" અંદરથી કોઇએ બુમ પાડી; તું અંદર ઓરડીમાં ગયો ને હું પણ
" ગાંડાની માફક તારી પાછળ અંદર ગયો. હાય, હાય ! તે વખત
" મેં અંદર શું જોયું ! મારી પ્રિયતમા કમળા—હાય કમળી ! શું
" તારી તે શોચનિય સ્થિતિ ! મારી કમળા એક ખાટલા પર પડી
" પડી મૃત્યુની આરાધના કરતી હતી. તેની અને મારી નજર એક
" થતાંજ તેણે એક મોટી ચીસ પાડી; પ્રભુ ! પ્રભુ ! "—એમ કહી
ભાઉસાહેબે આંખો જોરથી મીંચી; તો પણ તેમાંથી ખળખળ અશ્રુ
નીકળતાંજ હતાં. કેટલેક વખતે ' કમળા ' કહી તેણે એક મોટો
નિઃશ્વાસ નાખ્યો.

" વિશ્વાસ, ભાઇ—અમે બન્ને જણાં કેટલોક વખત સુધી રડયાં.
" પછી તેણે મને સર્વ હકીકત કહી; મારી તરફથી નિરાશ થયા પછી
" તેની માતાએ એક સુખી મનુષ્ય સાથે તેનાં લગ્ન કરી નાંખ્યાં;
" પણ તે મનુષ્યથી કમળાને સુખ મળ્યું નહિ; તારા જન્મ પછી
" બેજ મહીનામાં તારા બાપ દુષ્ટ રોગથી મરણ પામ્યા અને તમને
" તદ્દન નિરાધાર કરી ગયા. પછી એક વર્ષમાં તારી દાદી પણ મરણ
" પામી. એમ તેણે સર્વ દિવસો સંકટમાંજ કાઢયા. છેવટે તને મારે
" સ્વાધીન કરી, તને દુઃખી ન કરવા વિષે તેણે મારી પાસેથી વચન
" લીધું, અને તેજ દિવસે તેણે આ લોકની યાત્રા સંપૂર્ણ કરી. કમ-
" ળાને આપેલું વચન મેં છેવટ સુધી પાળ્યું છે. મેં તને પેટના
" દિકરા પ્રમાણે ઉછેર્યો; તારા માબાપ તને વિસારે પાડયા; મારી
" પછી તને કંઇ પણ કાળજી નથી. કમળાના વચનમાંથી છૂટો થયા-
" થી મને બહુજ આનંદ થાય છે; હવે મારી સર્વ ઇચ્છા પૂરી થઇ;
" હવે હું સુખેથી મરીશ."

એમ કહીને તેણે વિશ્વાસરાવનો હાથ અતિ પ્રેમથી લઇને પો-
તાના હૃદય ઉપર મૂકયો. આટલી વખત દબાયલી ઉધરસ હવે એકદમ
આવી. તે વખતે વૃદ્ધનો જીવ બહુજ ગભરાઇ ગયો. એ જોઇને વિ-
શ્વાસરાવે નોકરને બૂમ પાડી, અને ડૉકટર કને જવાનું કહ્યું. " હાં-
હાં, " કહેતાં કહેતાંજ છેવટનો શ્વાસ શરૂ થયો; ડૉકટર આવ્યા. બહુ
પ્રયત્નથી થોડું ઓસડ પેટમાં જતાંજ વૃદ્ધે પાછી આંખો ઉઘાડી,
અને " વિશ્વાસ ! માધવ કયાં છે ? " એમ પૂછયું. ડૉકટર સાહેબને
પાસે બેસાડી વિશ્વાસ માધવરાવને બોલાવવા ગયો. વૃદ્ધે " માધવ,
માધવ, " કરીને ઊંડે અવાજે બે ત્રણ બૂમ પાડી એટલામાં વિશ્વાસ
અંદર આવ્યો અને કહ્યું, " બાપાજી, દાદા સાહેબ કયાંઇ બહાર ગયા

" છે, તેને બોલાવી લાવવા મ્હેં ભીમાને મોકલ્યો છે. " " છટ્, તે
" અને હું હવે ક્યાંથી મળવાના! આ જો, મને શું દેખાય છે, " એમ
કહીને વૃદ્ધે ઉપર આંગળી દેખાડી. થોડો વખત તેણે બહુજ તડફડ કરી.
છેવટે આંખ ઉઘાડી અને વિશ્વાસરાવ તરફ ફરીથી પ્રેમ દ્રષ્ટિથી જોયું.
ભાઉસાહેબે બહુ વખત સુધી બોલવાનો પ્રયત્ન કર્યો, તેના મનમાં
હજી પોતાના છોકરાને કહેવા સારૂ વિશ્વાસરાવને કહેવાનું હતું, પણ
તેના ગાત્રો શિથિલ પડવા લાગ્યાં હતાં; તેનો મૃત્યુ વખત પાસે આવી
પહોંચ્યો છે એ પાસે બેઠેલા ડૉકટરના મનમાં આવી ચૂક્યું. વૃદ્ધની તડફડ
જોઇ ડૉકટરે આગળ વાંકા વળીને કહ્યું, " ભાઉસાહેબ, તમે પછ-
" વાડેની કંઇ પણ ચિંતા કરશો નહિ, સર્વ વ્યવસ્થા સારી થશે."

ડૉકટરનું બોલવું સાંભળીને વૃદ્ધને કંઇ સમાધાન થવા જેવું દેખાયું;
તેને કંઇક ઉમેદ આવી, અને તે ઉમેદમાં તેણે પાછો બોલવાનો પ્રયત્ન કર્યો.

" પુત્ર, તારે સારૂ—ઘર,—અર્ધ ઉત્પન્ન,—વીલ—જુના ક—બા—ટ—,"
એટલા શબ્દ અર્ધાજ બહાર આવ્યા, અને છેવટના શબ્દ સાથે તેણે
પોતાનું શબ માત્ર બિછાના ઉપર રહેવા દીધું. તેજ સાથે ડૉકટર પો-
તાની ખુરશી ઉપરથી ઉઠયા. વૃદ્ધે પ્રાણ તજ્યા એ તેના ધ્યાનમાં
આવી ચુકયું, પણ વિશ્વાસરાવના ધ્યાનમાં તે વાત આવી નહિ;
ભાઉસાહેબને શ્વાસજ ચડયો હશે તે નરમ પડશે એટલે બોલીને તે
પોતાનું વાક્ય પૂરૂં કરશે, એમ લાગવાથી તે તેઓના કળાહીન મૂખ
તરફ જોઇ રહ્યો. એટલામાં ડૉકટરે તેના ખભાને સ્પર્શ કર્યો. " વિશ્વા-
" સરાવ, હવે તમે માધવરાવને બોલાવવા સારૂ ફરીથી માણસ મોકલો,
" કારણ ભાઉસાહેબનું દેહાવસાન થયું."

" શું ? દેહાવસાન થયું ?—બાપાજી !" વિશ્વાસરાવને અતિશય
કંપારી છૂટી.



# પ્રકરણ ૨ જું.

## વીલ ક્યાં ગયું ?

મુંબઈની પ્રખ્યાત પેઢીવાળાઓમાં સદાશિવરાવ એક હતા; તેણે પોતાની મહેનતે ઘણો પૈસો મેળવ્યો હતો. માધવરાવ બે વર્ષનો થયો, તે વખતે તેની માતા સુવાવડના રોગે મરણ પામી. વિશ્વાસરાવ કોણ, તે વાંચકોને ખબર છે, તે માધવરાવ કરતાં એક વરસે નાનો હતો, માધવરાવે જેમ તેમ મૅટ્રીક્યુલેશનની પરીક્ષા સુધી અભ્યાસ કર્યો અને આગળ શીખવાની હીંમત નહિ એટલે પેઢી પર વડીલની સાથે કામ જોવા લાગ્યો. થોડા વખતથી પ્રકૃતિ બરોબર નહિ હોવાને લીધે સદાશિવરાવે પેઢીનો સર્વ ભાર માધવરાવ ઉપર નાંખ્યો હતો.

વિશ્વાસરાવની પ્રિવીયસ પરીક્ષા પાસ થયા પછી તેને પણ પેઢી પર ગોઠવી દેવો, એમ સદાશિવરાવના મનમાં હતું, પણ તેણે આગળ શીખવાની ઉમેદ બતાવ્યાથી સદાશિવરાવે તે વિચાર છોડી દીધો. બે વરસ થયાં વિશ્વાસરાવ પૂનામાં ઇન્જીનિયરીંગ કૉલેજમાં શીખતો હતો.

અસ્તુ. રાતના દહન વિધિ આટોપી આવ્યા પછી, બાપાજીએ વીલ ક્યાં મૂક્યું છે;-તે તાબામાં લેવાનો માધવરાવે વિચાર કર્યો. બધું કામ પત્યા પછી માધવરાવ નીચે આવ્યો. તેના રહેવાના ઘરની રચના એક રસિક માણસને શોભાવવા જેવી હતી. પ્રથમ, ઘરમાં પ્રવેશ કરતાંજ એક મોટું દિવાનખાનું હતું; આગળની ગેલેરીમાંથી પેલી તરફ બે બાજુમાં બે ઓરડા હતા. દિવાનખાનામાં સર્વ વસ્તુ મનોહર હતી; અને તે રચી મુકવામાં રચનારનું ચાતુર્ય દેખાઇ આવતું હતું. જમણી બાજુનો ઓરડો સદાશિવરાવનો સુવાનો હતો, અને ડાબી બાજુનો ઓરડો ખાનગી હોવાથી તે તેને ઉઠવા બેસવા સારૂ રાખ્યો

હતો; તેમાં એક મોટું ટેબલ, ચાર ખુરશી, અને એક કાળું લાકડાંનું કબાટ—કબાટ કહેવા કરતાં તીજોરી કહેવી વધારે શોભશે. બરોબર જાણીતા માણસ શિવાય એ કબાટ ઉઘાડવાને એક કલાક ભાંગવાનોજ. એ ઓરડીની અંદરથી ઉપર જવા સારૂ એક ગોળ દાદર હતો; ઉપર આવ્યા પછી નિચે પ્રમાણેજ ગૅલેરી હતી, પણ વધારામાં ફક્ત બહારની બાજુમાં સમચોરસ અગાસી હતી; ત્યાં ઉભા રહી ચોપાટીના સમુદ્રની મનોહર મોજ નજરે પડી મનને ખરેખર આનંદ થતો હતો. માળ ઉપર એક બાજુ માધવરાવની, અને બીજી બાજુ વિશ્વાસરાવની, એવી બે મોટી ઓરડીઓ હતી. ઘરની બાજુમાં પાછવાડે જુદુંજ રસોડું અને તેની સાથે નોકરોને સારૂ ચાર ઓરડીઓની એક નાની સરખી ચાલી હતી. તેની આગળ તબેલો હતો અને સર્વે બાજુથી બંગલાની પાસે એક સુંદર ફુલની વાડી હતી.

ઉપર લખ્યા પ્રમાણે માધવરાવ નીચે આવ્યો અને સદાશિવરાવની લખવાની ઓરડીમાં જઇને તેના દરવાજા અંદરથી બંધ કરી લીધા. પછી તેણે ખીસામાંથી ચાવી કાઢી કબાટ ઉઘાડયું; દરેક ખાનામાં તે કંઇક કાગળ કાઢે, બરોબર તપાસે અને બાજુ ઉપર મૂકે. એવી રીતથી તેણે એક કલાક કાઢયો. જેમ જેમ તે ખાનાં કાઢે તેમ તેમ તેને વધારે ને વધારે ખાનાં હાથ લાગતાં; ખાનાંમાંથી ચોરખાનાં નીકળતાં ને તેમાંથી કંઇ પણ ઓછા વધારે કામના કાગળ બહાર નીકળતા. પણ જે કાગળની તે શોધ કરતો હતો તે કાગળ હજી પણ તેના હાથમાં આવ્યો નહોતો. છેવટે આખું કબાટ તપાસાઇ રહ્યું. સર્વે ખાનાં, ચોર ખાનાં પણ તેણે બારીકીથી તપાસ્યાં. એટલામાં તેણે ઘડીયાળમાં એકનો ટકોરો સાંભળ્યો. તે નિરાશ થઇને પાસેની એક ખુરશી ઉપર બેઠો અને એકાગ્ર દૃષ્ટિથી તે કબાટ સામે જોઇ રહ્યો.

સર્વે જરૂરના કાગળ વડીલ તેજ કબાટમાં મુકતા તે માધવરાવને પક્કી ખબર હતી. સર્વે કાગળ એક બાજુ મુકીને તેણે કબાટને ફરીથી બંધ કર્યું. જો કે કબાટ તેણે બંધ કર્યું, તોપણ અંદરના ખાનાં નિરાશાને લીધે બરોબર ગોઠવાયા નહતાં, તેના મનમાં હવે તદ્દન નિરાશા ઉત્પન્ન થઇ; ફરીથી તે ખુરસી ઉપર બેઠો. "તે તેમાંજ હોવું જોઇએ," એમ સ્વતઃનેજ મોટેથી કહી તેણે કબાટપર એક જોરથી લાત મારી. તેની સાથેજ અંદરના ખાના એક ઉપર એક પડવાનો અવાજ થયો અને કબાટની પાછળની પટી નીકળીને નીચે પડી. પણ તે તરફ માધવરાવે બિલકુલ ધ્યાન દીધું નહિ.

કબાટમાંના બહાર કાઢેલા સર્વે કાગળનો વીંટો કરીને તે વડીલની સુવાની ઓરડીમાં ગયો. ત્યાં એક ચોરસ પેટી હતી તે તેણે ઉઘાડી; તેમાંથી તેને કંઇ રોકડ, નોટ અને કાંઇક દસ્તાવેજના કાગળ મળ્યા, પણ વીલ માત્ર તેને હાથે આવ્યું નહિ. છેવટે નિરાશ થઇને માધવરાવ પોતાની ઓરડીમાં ગયો. તે આખી રાત્રિ માધવરાવને ઉંઘ કોઈ પણ રીતે બિલકુલ આવી નહિ. "વીલનું શું થયું? પિતાજીએ "મરતી વખતે ના–ના–વિશ્વાસરાવને તો આપ્યું નથી ને? કારણ મરતી "વખતે તેજ તેમની પાસે હતો. વીલ જો તેની પાસે હશે તો તે "આપણા તાબામાં કેમ આવશે?" વગેરે વિચારતો તે પોતાની પથારીમાં આળોટતો પડ્યો. વીલ નહિ મળવાથી વડીલે મિલકતની વ્યવસ્થા શું કરી છે તે જાણવાને તેને બીજો માર્ગ નહોતો. "વાસ્તવિક "રીતે આપણી મિલકત ઉપર વિશ્વાસરાવનો કંઈજ હક્ક નથી, તો "પણ ભાઉ સાહેબનો તેના પર વિશેષ પ્રેમ હોવાને લીધે તેઓએ "તેને સારૂ સારીજ વ્યવસ્થા કરી મૂકી હશે. કદાચ તેને મિલકતનો "અર્ધો ભાગ આપ્યો હશે," એમ તેને લાગવા માંડ્યું. પણ ખરી

વાત શું છે, તે વીલના અભાવે જાણવાનો તેને રસ્તો નહોતો. તે જેમ જેમ વધારે વિચાર કરવા લાગ્યો તેમ તેમ તેની અધિરાઇ વધવા લાગી. આટલી બારીકીથી તપાસ કરવા છતાં આપણને વીલ મળ્યું નહિ, તો તે મરણ સમયે વિશ્વાસરાવનેજ આપ્યું હોવું જોઇએ, એમ તેને ખાતરીપૂર્વક લાગવા માંડયું. આ છેલ્લા વિચારથી તેનું મન બહુજ અસ્વસ્થ થયું. વીલ આપણે હાથે કેમ આવશે, તે એક વિચારને લીધે તેને આખી રાત બિલકુલ ઉંઘ આવી નહિ.

---

## પ્રકરણ ૩ જું.

---

### તારો મારો શું સંબંધ?

ચૈત્ર અર્ધો ગયો હતો. આ મહિનોજ એકતો તદ્દન ગરમીનો, તેમાં વળી બપોરનો વખત તો આગની લાહ્ય લાહ્ય કરી મૂકે. આવે વખતે વિશ્વાસરાવ પોતાની ઓરડીમાં એક ચોપડીના પાના ઉથલાવતો બેઠો હતો. એક બાજુથી ગરમીની લાહ્ય, બીજી બાજુથી ચાલુ સ્થિતિનો વિચાર, તેને લીધે તેનું કશું પણ ચિત્ત લાગતું નહોતું. સદાશિવરાવના મરણ પછી તે હવે તદ્દન નિરાશ્રિત થયો હતો એવું તેને લાગવા માંડયું હતું.

છેવટે તેણે હાથમાંની ચોપડી ટેબલ ઉપર મૂકીને થોડો વખત ચોપાટી ઉપર ખુલ્લી હવામાં જવાનો વિચાર કર્યો. મોઢું વગેરે ધોઇને તેણે ગોપાળને બૂમ પાડી અને પોતે કપડાં પહેરવાં લાગ્યો. એટલામાં ગોપાળ આવી દરવાજામાં ઉભો રહ્યો; વિશ્વાસરાવે તેને ગાડી જોડવાનું કહ્યું; ત્યારે તે બોલ્યો "મારા હુકુમ શિવાય ગાડી જોડવાની નથી

"એમ દાદાસાહેબનો કાલથી હુકમ થયો છે; રાવસાહેબ, આપે દાદા-
"સાહેબને પૂછ્યું છે કે કેમ?"

ગોપાળનું કહેવું સાંભળી વિશ્વાસરાવને આશ્ચર્ય લાગ્યું. તે થોડી-
વાર સુધી આશ્ચર્યચકિત મુખે ગોપાળ સામું જોઈ રહ્યા, ત્યારે ગોપાળ
બોલ્યો, "રાવસાહેબ, આપ ગાડી જોડવાનું કહો છો, એમ હું દાદા-
"સાહેબને પુછીને આવું છું."

"ના, તું જા, મને કંઇ ગાડીની ગરજ છે એમ નથી," એમ
કહીને વિશ્વાસરાવ બહાર ગયો.

ચોપાટી ઉપર જીવને સમાધાન આવવા જેવે ઠેકાણે એક બાંકડા
ઉપર વિશ્વાસરાવ બેઠો હતો, પણ તે ઠેકાણું તેના જીવને સમાધાન
આપતું નહોતું એમ તેના ચહેરા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. "દાદા-
સાહેબના હુકમ શિવાય," એ ગોપાળે ઉચ્ચારેલા શબ્દ હજી પણ
તેના કાનમાં ગણુગણુતા હતા.

પોતાનો અભ્યાસ, પોતાની ઉપર વડીલનો પ્રેમ, ઘરની બદલાતી
સ્થિતિ, ને દાદાસાહેબનો હુકમ, એજ સર્વ વિચાર તેના મગજમાં
કુવા પરના રેંટની માફક આવતા જતા હતા. આજ સુધી તેના મનમાં
અભ્યાસ શિવાય બીજો કોઇ પણ વિચાર નહિ આવવાને લીધે, ઉપ-
રના વિચારોથી તદ્દન દુર્દશા થઇ ગઇ. ખરૂંજ છે કેઃ—

**चिंता चिंता समानाऽऽस्ति, बिंदु मात्र विशेषतः।**
**सजीवं दहते चिंता, निर्जीवं दहते चिता॥** (લોકીક.)

હશે; આ વેદાન્ત આપણે નહિ જોઇએ, કારણ, મારા વાંચક
"આગળ શું થયું," તેનો વિચાર કરે છે, ત્યારે અમારે આ વેદાન્ત
પૂરૂં કરીને વાત તરફજ વધારે ધ્યાન આપવું જોઇએ.

ઘરમાં ઝાડઝુડને બીજાં નાના મોટાં કામ વૃદ્ધ ગિરજા કરતી

હતી તેના શિવાય બે નોકર, એક રસોઇયો. અને એક ઘોડાવાળો,–એટલાં માણુસ ઘરમાં કામ કરતાં હતાં. સદાશિવરાવની પત્ની પોતાના પતિના સુખના દિવસ જોવા જીવી નહિ, અને ત્યારથી ગિરજાને માધવરાવની સંભાળ રાખવાને રાખી હતી. આગળ જતાં માધવરાવ મોટો થયો, પછી ગિરજા બાકીનું કામ કરવા લાગી. જો કે તેણે માધવરાવને ન્હાનાથી મોટો કર્યો હતો તોપણ અમારાથી કહ્યા વિના રહેવાતું નથી કે માધવરાવ કરતાં તેનો પ્રેમ વિશ્વાસરાવ ઉપર અધિક હતો. આની ખાત્રી વાંચકને ધીમે ધીમે થશે.

સાંજના સર્વે ઘરની ઝાડઝુડ કરીને ગિરજા હમણાં ઉપરના દિવા: નખાનાને ઝાડવા સારૂ આવી હતી. તેણે વિશ્વાસરાવની ઓરડી ઝાડવાની શરૂ કીધી, એટલામાં વિશ્વાસરાવ ફરીને પાછો આવ્યો, અને તેને ઝાડતી જોઇને, બોલ્યો, "ગિરજા, અરે, દીવા વખતે આ તેં શું કરવા માંડયું છે ?" એટલું કહીને તેણે કપડાં કાઢયાં અને પાસેની એક ખુરસી ઉપર તે બેઠો. ગિરજાએ કાંઈ પણ ઉત્તર ન દેતાં, પોતાનું કામ પુરૂં કર્યું, અને મુંગે મોઢે જવા માંડયું ત્યાં "બુદ્ધિ ફરવાનીજ," આ વિશ્વાસરાવના ઉચ્ચારેલા શબ્દ ત્હેને કાને પડયા, હાથમાંની સાવરણી ત્યાંજ નાંખી, તે વિશ્વાસરાવ તરફ વળીને બોલી, "કોની બુદ્ધિ ફરી, રાવસાહેબ ?"

"કોઇની નહિ, ખાલી અમસ્તું;" "ત્યારે શું ? મને બધું સમજાય છે; મારા વાળ આજ ઘરમાં પાકયા છે; ભલે તમે નહિ કહો તોપણ મને સમજાશેજ. કહો ત્યારે કોની બુદ્ધિ ફરી ?"

"અરે કંઈ નહિ."

"આ જુઓ, રાવસાહેબ, તમે હવે મોટા થયા, પણ મને તો "તમે નાનાજ લાગશો; શું છે તે મને કહેવુંજ જોઇએ. તમને લાગતું

" હશે કે આ ડોશી ગાંડી છે; પણ તેમ નથી. ખાય તેનું ખોદવા
" વાળી આ ગિરજા નથી. આ માધવના ચાળા સર્વે મને સમજાય
" છે. પણ હવે માત્ર એ દાદાસાહેબ થયા."

ગિરજા ઉપર વિશ્વાસરાવનો સંપૂર્ણ વિશ્વાસ હતો, અને તેના ઉપરના બોલથી તો તે તદ્દન ચૂપ થઇ ગયો. થોડી વખતે તે બોલ્યો,
" ઘરની પડતીનો વખત આવે ત્યારે ઘરધણીની શું પણ નોકર ચા-
" કરની સુદ્ધાં બુદ્ધિ ફરે છે. કારણ, આજ જોને ? તેં અત્યારે સંધ્યા
" સમયે સાવરણી હાથમાં લીધી છે !"

હવે કંઇક ગિરજાના ધ્યાનમાં આવ્યું. તે બોલી, " આજે સાફ
" સુફ કરતાં મને વખત થયો, નહિં તો રોજ આ કામ હું જલદી
" કરી લઉં છું."

" તે સર્વે ખરૂં છે પણ કાગનું બેસવું ને તાડનું પડવું જેમ
" થાય તેવુંજ આ એક છે."

" હા, એ પણ ખરૂંજ છે ! આ ઘરની શોભા જશે એ ભ-
" વિષ્ય તમે હમણાં ભાખો છો, પણ હું તો તે ક્યારનુંએ સમજી
" ચુકી છું. આજ, સાંભળ્યું, તમારે સારૂ ગાડી જોડી નહિ ?"

" જવા દેને તે વાત."

" પણ એમ કેમ, રાવસાહેબ, તમારૂં કંઇજ નહિ કે શું ?"

" તમારૂં કંઇજ નહિ કે શું ?" આ શબ્દો ગિરજાએ નિર-પેક્ષ બુદ્ધિથી ઉચ્ચાર્યા ખરાં, પરંતુ તેની અસર વિશ્વાસરાવના મન ઉપર શું થઇ, તે તે બિચારી વૃદ્ધાને સમજાયું નહિ. જોતાં જોતાંમાં વિશ્વાસરાવની આંખોમાંથી અશ્રુ વહેવાં લાગ્યાં. ત્યારે ગિરજાને લાગ્યું કે આપણુને ખબર નથી એવી કંઇ પણ વાત બની હોવી જોઇએ. આ વિચાર તેના મનમાં આવતાંજ તેનું હ્રદય ભરાઇ આવ્યું. તેણે

ખરેખરજ પેટના છોકરા પ્રમાણેજ તેને વાંસે હાથ ફેરવ્યો, ને તે વિ-
શ્વાસરાવનું સાંત્વન કરવા લાગી. ગિરજાનો ખરેખરો પ્રેમ જોઇને
વિશ્વાસરાવનું પણ હૃદય ભરાઇ આવ્યું. તેણે ધીમે ધીમે સદાશિવરા-
વના મરણ સમયે જે વાત તેને માલૂમ પડી હતી, તે તેણે ગિરજાને
કહી અને તે બોલ્યો, " ગિરજા, બાપા હતા ત્યાં સુધીજ મારૂં તેણે
"પ્રેમથી લાલન પાલન કીધું. પરંતુ હવે આ ઘરમાં હું કાંઇજ નથી."

વિશ્વાસ વિષેની સર્વ હકીકતની ગિરજાને ખબર હતી. તેણે પો-
તાની તરફથી તેનું બહુ સાંત્વન કીધું.

એટલામાં જમવા બોલાવવા સારૂ ગોપાળ અંદર આવ્યો. ગિરજા
માધવરાવની ઓરડી ઝાડવાને ગઇ. ગિરજા અંદર ગઇ તે વખતે
માધવરાવ પલંગ ઉપર સ્વસ્થ પડયો હતો. ગિરજાએ કચરો કાઢવા
માંડતાંજ તે ગુસ્સાથી બોલ્યો, " ડોકરીરે, હમણાં આવે છે કે કચરો
" કાઢવાને ? તારાથી આ એક કામ પણ વખત ઉપર થતું નથીને ?
"તું હમણા બહુ ચઢી ગઇ છે ! "

કદી પણ નહિ અને આજજ આ માધવરાવના મ્હોનાં શબ્દ
સાંભળતાંજ ગિરજા તદ્દન થંડી થઇ ગઇ. તેણે પોતાનું કામ મુંગે મોંઢે
આટોપ્યું અને જવા લાગી, ત્યારે માધવરાવ બોલ્યો, " ગિરજા, વિ-
શ્વાસ જમ્યો હોય તો તેને હું બોલાવું છું એમ કહે. " ગિરજા કંઇ
પણ ઉત્તર ન આપતાં બાહેર ચાલી ગઇ. માળ ઉપરનો બીજો ચોક
ઝાડીને તેને નીચે જતાં દાદર ઉપરજ વિશ્વાસરાવ મળ્યો, ત્યાંજ તેણે
દાદાસાહેબનો સંદેશો તેણે કહ્યો અને પોતે નીચે ગઇ.

વિશ્વાસરાવના અંદર આવ્યા પછી માધવરાવે તેને બેસવાનું
કહીને પોતે પણ પાસેની એક ખુરસી ઉપર બેઠો, અને બોલ્યો, "આ,
" જો, વિશ્વાસ, મેં તને આજે ખાસ બોલાવ્યો છે. બાપા હતા ત્યારે

"ઠીક હતું પણ હવે તારી બાબતમાં કંઈ લોચો રાખી મુકવો, એ
"મને ઠીક લાગતું નથી. કારણ કે એક એ દિવસમાં તારી રજા પણ
"પૂરી થશે, અને તું ફરીથી કૉલેજમાં જશે, ત્યારે તારો ભારે ખરચ
"હવે પછી મારી પાસેથી પૂરો થાય એમ મ્હને લાગતું નથી, ત્યારે
"ત્હારો હવે શું વિચાર છે તે મને કહે."

દાદાસાહેબનો આ પ્રશ્ન સાંભળતાંજ વિશ્વાસરાવના મનમાં, હવે આપણો અભ્યાસ પૂરો કરવો જોઇએ, કૉલેજ છોડવી જોઇએ; આપણા મનમાં યોજી રાખેલી વાતને દૂર કરવી જોઇએ; એ સર્વે વિચાર એક પછી એક આવ્યા, ને તેને લીધે તે તદ્દન નિરાશ થઇને ધીરે સ્વરે બોલ્યો, "દાદા, હું શું કહું-પણ-પણ-બાપાના મનમાં હું ઈજીની-અ-ર."

"આ જો, બાપાનું કહેવું શું હતું તે સાંભળવાની મને જરૂર
"નથી. બાપાનું કહેવું બાપાની સાથે ગયું. એમ જ્યારે હતું ત્યારે તારે
"સારૂ કંઇ જુદી વ્યવસ્થા કરવી હતી, અને તેવું તેના મનમાંજ હોત
"તો તેણે તે પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી મૂકીજ હોત."

આ છેવટનાં વાકયો માધવરાવે બહુજ બ્હીતાં બ્હીતાં ઉચ્ચાર્યાં, અને તે ઉચ્ચારતાં તે વિશ્વાસરાવના મ્હોં સામું બારીકાઇથી જોતો હતો, આવો પ્રશ્ન પૂછવામાં તેનો ઉદ્દેશ જુદોજ હતો. બાપાએ જો મૃત્યુ સમયે વીલ તેને આપ્યું હોય તો આપણા આ પ્રશ્નથી કંઈ પણ વાત મળશે, એમ તેને લાગતું હતું. વીલ વિશ્વાસરાવના તાબામાં હશે, તે તેણે વાંચ્યું હશે ને પાછળ શું વ્યવસ્થા કરી છે, તેની તેને ખબર હશે તે બધું જાણી લેવાને સારૂ તેણે આ પ્રશ્ન પૂછયો હતો.

"વ્યવસ્થા શું કરી છે એ મને શું ખબર?-પરંતુ તેમના
"મનમાં મારે આ પરીક્ષા આપવીને મારા પણ મનમાં તેમની ઇચ્છા

"તારી ઇચ્છા ઘણી છે પણ તેનો ઉપયોગ શું?"

ક્ષણભર વિશ્વાસરાવ સ્તબ્ધ રહ્યો તેના મનમાં જે શંકા ઉત્પન્ન થઇ હતી તે તેને ખરી લાગવા માંડી. તે અટકતો બોલ્યો "ઉપયોગ "નથી પણ મારાથી બાપાની ઇચ્છા પૂર્ણ કરવાનું બન્યું હતે તો સારૂં "થતે. તું કંઇ વ્યવસ્થા કરી—"

"હું કહું છું ને—કે મૂળથીજ તેમણે ત્હારે સારૂ કંઇ પણ વ્યવસ્થા કરીને"—

વિશ્વાસરાવનો ઉત્તર સાંભળી માધવરાવને ખાત્રી થઇ કે મૃત્યુ સમયે બાપાએ તેને મૃત્યુ પત્ર આપ્યું નથી એટલુંજ નહિ, પણ મૃત્યુ પત્ર વિષે તેને કંઇજ ખબર નથી. તેથી તેણે ઘણીજ ધીરજથી ઉપરનો ઉત્તર આપ્યો.

"તો દાદા પરીક્ષા આપું ત્યાં સુધી મારો ખરચ તું—"

વચ્ચેજ માધવરાવ ઘાંટો પાડી બોલ્યો, "હા! હું ચલાવું! "અને તે શાને સારૂ! તારો મારો કાંઇ સંબંધ?"



## પ્રકરણ ૪ થું.



### વૃદ્ધ ગિરજા.

વિશ્વાસરાવ પોતાની ઓરડીની અંદર પાછળના પ્રકરણમાં થએલી વાતનો વિચાર કરતો બેઠો હતો. દાદાના શબ્દ યાદ આવે કે તેના હૃદય ઉપર એક જાતનો વિલક્ષણ આઘાત થતો હતો. બાપાએ મારે સારૂ બહુ મુકયું છે એવું તેણે પોતે કહ્યું હતું, ને હવે તો તું તદ્દન

નિરાશ્રિત—એક કોડીથી પણ ગયો. મારૂં હવે કેમ થશે; મારે અભ્યાસ છોડી દેવાનો વખત આવ્યો છે; અભ્યાસ છોડી દેવો, કે અગાડી ચલાવવો ઠીક? અગાડી ચલાવવો તો પૈસા શિવાય ચલાવવો કેમ, અને આપણને પૈસા આપે કોણ, આવા વિચારમાં કેટલોક વખત ગયો. એટલામાં તેના મનમાં જે વિચાર આવ્યો હોય તે ખરો. તે ઉઠયો અને પોતાની પેટીમાં પોતાની ચોપડીઓ ગોઠવવા લાગ્યો. ચોપડીઓ ગોઠવી રહ્યા પછી તેણે પોતાનાં કપડાં ગોઠવ્યાં; અને પાસેજ રહેલા પોતાના ટેબલ પર બેસીને તેણે એક કાગળ ઉપર પોતાનું નામ લીસ્ટમાંથી કાઢવાનું અને ગયા બે વરસનાં પોતાનાં કૉલેજનાં સરટીફીકેટ મોકલવાનું કૉલેજના પ્રિન્સીપાલ સાહેબને લખ્યું; ને કાગળ પાકીટમાં મુકીને પાકીટ ખીસામાં નાંખ્યું. તેના ચહેરા ઉપરથી તેનો કોઇ પણ એક પકકો નિશ્ચય થએલો દેખાતો હતો, ને તેને લીધે તેનું મુખ બહુજ ગંભીર દેખાતું હતું. આટલું બનવાને બહુજ થોડો વખત લાગ્યો. કાગળ ખીસામાં નાંખ્યા પછી શુન્ય દૃષ્ટિથી ક્ષણ એક અહીંતહીં જોતો પોતાના મનમાં બોલ્યો, "આમ કર્યા શિવાય હવે "બીજો રસ્તો નથી. હું કોણ, એ દાદાને ખબર હોયા શિવાય તેણે "તેવા ઉદ્ગાર કદી પણ ઉચ્ચાર્યા હોત નહિ. હવે અહીં રહેવામાં "માલ નથી. દાદા પાસેથી મારી કૉલેજનો ખરચ મળશે એવી "હવે આશા કરતાં બેસવું એ મૂર્ખપણું છે. હવે આપણે કર્યો તેજ "વિચાર યોગ્ય છે. આજ સુધી દાદા મારી સાથે વિરૂદ્ધપણે કેમ "વર્તતા હતા, તેનું કારણ હવે મને સમજાયું; અને તે પણ યોગ્યજ "છે. પોતાના હકની સંપત્તિમાં મારા જેવો ફોગટજ ભાગીદાર તેને "પણ કેમ ચાલે? અને મારે પણ તે સંપત્તિની શા સારૂ આશા "કરવી?" એમ બોલીને તે મુંગો રહ્યો. થોડા વખત પછી ફરી એક વાર

આખી ઓરડીમાં નજર નાંખી તે ઓરડીની બાહેર આવ્યો અને ગોપાળને બૂમ મારીને પેટી લઇને તેને નીચે જવાનું કહ્યું, ને પોતે દાદા સાહેબની ઓરડીમાં ગયો.

પગનો અવાજ સાંભળતાંજ માધવરાવ પલંગ પર પડયો પડયો બોલ્યો, "કોણ છે?" "કોઇ નહિ, દાદા, હું છું". "કેમરે, વિશ્વાસ? "આટલી રાત્રીએ કયાં ચાલ્યો?" "કંઇ નહિ ફક્ત તમને પુછવા—"

"મેં કહ્યું ને મને પુછવાની કંઇ જરૂર નથી! કારણ પ્રત્યક્ષ "વિલ સુદ્ધાં તારો કંઇ પણ સંબંધ દેખાડતું નથી."

"દાદા, તેને સારૂ હવે મારો પ્રશ્નજ નથી. ફક્ત આજ સુધી "આપણે ભાઇસમાન વરત્યા, તેજ રીત કાયમ રાખવા સારૂ, હું "સવિનય પ્રાર્થના કરવાને આવ્યો છું."

વિશ્વાસરાવના બોલવા ઉપર વિશેષ ધ્યાન ન આપતાં માધવરાવ બોલ્યો, "અરે તે સર્વ ખરૂં, પરંતુ હમણાં તું કયાં ચાલ્યો?"

"દાદા, તે આપ પુછશો નહિ. જે રીતે બાપાની ઇચ્છા પુરી "થશે તેજ રસ્તો હવે હું સ્વીકારીશ."

"વિશ્વાસ, તું ગાંડો છે! હજી પણ તારૂં શીખવાનું ગાંડપણ ગયું "નહિ; તું ડાહ્યો હોય તો કાલથી પેઢી ઉપર ચાલ; તેને લીધે, જોકે "બાપાએ તારે સારૂ કાંઇ પણ વ્યવસ્થા કરી નથી, તો પણ તને "તારા ખરચની હું કંઇ પણ અડચણ પડવા દઇશ નહિ. બાપાએ "તારે સારૂં કંઇ પણ કરી મુકયું નહિ એ મોટું આશ્ચર્ય છે!"

"દાદા, તું બાપાના કાર્યને નામ મુકીશ નહિ. તેણે મારે સારૂ "કંઇ પણ વ્યવસ્થા કરી મૂકવી જોઇએ એવો હું તેનો કોણ થતો "હતો? આજ સુધી તેમણે મને સંભાળ્યો ને શિક્ષણ આપ્યું એજ તેમનો મારા ઉપર અત્યંત ઉપકાર છે. ઠીક, હવે મને જવાની રજા?"

" સા–રૂં–જા " માધવરાવ બોલ્યો.

માધવરાવને તેજ જોઇતું હતું. " તાઢે પાણીએ ખસ ગઇ." વિલ સારૂં તેને જે ભય હતો તે દૂર થયો. વિશ્વાસરાવના બોલવા ઉપરથી વિલ કંઇ તેની પાસે નથી, અને તેને કંઇ પણ ખબર નથી, એવી તેની પક્કી ખાત્રી થઇ, ને તે આગળ શું કરવું તે યોજવાના વિચારમાં નિદ્રાવશ થયો.

વિશ્વાસરાવ માધવરાવને મળીને ગિરજાની ઓરડીમાં ગયો. તે વખતે ગિરજા સૂઇ જવાની તૈયારીમાં હતી; વિશ્વાસરાવને જોતાંજ તે બોલી, " કેમ, રાવ સાહેબ, કઇ તરફ આટલી રાત્રીએ ? "

" કઇ તરફ એટલે શું પુછે છે ? રસ્તો ફૂટશે તે તરફ. "

" એટલે ? રાવ સાહેબ હું નહિ સમજી ! "

વિશ્વાસરાવે તેને સર્વ હકીક્ત કહી અને પોતાનો અભ્યાસ કરવાનો નિશ્ચય પણ તેને કહી દેખાડયો. તે સાંભળીને વૃદ્ધાનું હૃદય બહુજ ભરાઇ આવ્યું, ને તે બોલી, " આ જુવો, રાવ સાહેબ, આપ એમ "કરશો નહિ, તમે ઘર છોડીને જવાનો જે વિચાર કીધો છે તે ગાંડ- "પણનો છે; ઠીક, આગળ તમે અભ્યાસ પણ શાના જોર પર કરશો ?"

ઘણી પ્રકારે વૃદ્ધાએ વાંધા કાઢયા પણ વિશ્વાસરાવે પોતાનો નિશ્ચય ડગવા દીધો નહિ. ત્યારે વૃદ્ધ ગિરજા બોલી, " આપ પાસે પૈસા નથી તો હવે આપ મારી પાસે કંઇક રોકડ છે તે લઇ જાઓ; જુઓ, રાવ સાહેબ, ના કહેશો નહિ " એમ કહેતાં તેની આંખમાંથી અશ્રુ વહેવાં લાગ્યાં. ગિરજાનું હૃદય ભરાઇ આવ્યું. વિશ્વાસરાવને તેણે રડતાં રડતાં તદ્દન હૃદય સાથે ચાંપ્યો, અને ડૂસકાં ભરવા લાગી. આ વખતે વિશ્વાસરાવને લાગ્યું કે હું તદ્દન નિરાશ્રિત નથી. આપણી ઉપર એક પણ મમત્વ રાખનારૂં માણસ છે. તેણે વૃદ્ધ ગિરજાને સારી રીતે

સમજાવી અને ગરજ પડે ત્હારી મદદ પ્હેલાં લઇશ એવું ગિરજાને વચન આપી તે બાહેર નીકળ્યો. તેની ઓરડીમાંથી શુન્ય ગતે ઘર છોડતી વખતે વિશ્વાસરાવની શું સ્થિતિ થઇ હશે તેની વાંચકેજ મનમાં કલ્પના કરવી! શુન્ય અંતઃકરણે વિશ્વાસરાવ પોતાની પેટી લઇને રાત્રીને વખતે સરદાર ગૃહમાં આવ્યો. ત્યાંના વ્યવસ્થાપકે તેની સર્વ વ્યવસ્થા કીધી. વ્યવસ્થાપકે આપેલી ઓરડીમાં આવ્યા પછી વિશ્વાસરાવ ઓરડીમાં ફરવા લાગ્યો. તેનું દીર્ઘ લલાટ સંકુચિત થયું હતું; તેનું મોં નિસ્તેજ થયું હતું; આંખો અશ્રુથી ભરેલી હતી.

તેના મનમાં શું શું વિચાર આવતા હતા તે સમજવું કઠણ હતું. તેણે ઘરમાંથી જવાનો વિચાર કરેલો જોઇને કદાચ દાદા કંઇ વાંધો લાવશે એમ તેને લાગ્યું, પણ તેવો કંઇ પ્રકાર થયો ન હતો. દાદાએ તેને એકજ શબ્દમાં જવાની પરવાનગી આપી તે ઉપરથી તેણે જવું એવુંજ દાદાના મનમાં હતું, એવી હવે તેને ખાત્રી થઇ; અને ઘર છોડયું એ એક રીતે તેણે સારૂં કર્યું એમ પણ તેને લાગવા માંડયું. પરંતુ આ વિચાર તેના મનમાં ઘણો વખત ટક્યો નહિ; કારણ સર્વ બાળપણ તેણે સુખમાં કાઢેલું, તેને ઘર છોડવાને લીધે ખરાબ લાગે એ તદ્દન બનવા જેવું હતું. તેને આ નવી ઓરડીમાં ફરતાં ફરતાં રહી રહીને ભૂલ્યા ભૂલ્યા જેવું લાગવા માંડયું.

પોતાના મનોવિકારનું જોર કમતી થવા સારૂ તે ઓરડીમાં એક સરખો ચાલતોજ હતો. ચાલતાં ચાલતાં તેના પગ થાક્યા પણ મન કાંઇ શાંત થયું નહિ. વચ્ચે વચ્ચે થાકીને તે બારીને ટકીને થાકને લીધે ઉભો રહે, એટલામાં કંઇ નવો વિચાર આવે કે તે ફરીથી ઓરડીમાં ફરવા લાગે. એ વખતે તે તદ્દન ગાંડા જેવો થઇ ગયો હતો. તેની ભયંકર ચિંતા જો દૂર થશે નહિ તો તેની વિવેચન શક્તિને ધક્કો લાગશે એવી પણ ધાસ્તી લાગતી હતી; પરંતુ મનુષ્યદેહ

એ બહુ અજય વસ્તુ છે. આ વિષમય સંસારમાં દુઃખ બાણુ પ્રમાણે હૃદયને વીંધે છે; ચિંતા અગ્નિ પ્રમાણે શરીરને શોષી બાળી નાંખે છે; શારીરિક રોગને જેવું ઓસડ છે, તેવું માનસિક રોગને નથી; કારણુ કે તેની ચિકિત્સાજ કરી શકાતી નથી.

છેવટે મધ્યરાત્રીનો શાંત અમલ જેમ જેમ શરૂ થયો, તેમ તેમ વિશ્વાસરાવના તપ્તહૃદયનો વેગ શાંત થવા લાગ્યો. તેનું મન ધીમે ધીમે જરાક સ્વસ્થ થયું. તેની ચિંતા ઓછી થઇ. ધીમે ધીમે ચિંતા હરણુ કરીને નિદ્રાદેવીએ વિશ્વાસરાવને પોતાને સ્વાધીન કરી લીધો, ત્યારે તે પોતાના બિછાના ઉપર આવીને પડયો ને સ્વસ્થ નિદ્રાવશ થયો. કંઇક વખતે તેને સ્વપ્નાં આવવા લાગ્યાં. આજે તેને કઇ રીતનાં સ્વપ્નાં આવે છે વારૂ ? પોતાના ઉદયનાં શું તે સ્વપ્નાં હતાં ? દિવસે દિવસે પોતાની ઉન્નતિ થશે, પોતાની કીર્તિ વધશે, પોતાનો યશ વધશે, એવાં શું તેને સ્વપ્નાં આવતાં હતાં ? આવાં સ્વપ્નાંનો હવે તેને કંઇ પણુ સંબંધ રહ્યો નથી. આ સંસારનાં મૃગજળરૂપી ચિત્રોમાંથી કંઇ ચિત્રો નષ્ટ થાય છે; પોતાનો આશાદીપ ઓલવાય છે; એટલામાં તેની આંખો પાસે જુનો કાળ દેખાવા લાગ્યો. શોકના ભારથી હૃદય દબાઇ જવાને લીધે આશા, સુખ અને ગૌરવ અંતે છોડવા લાગ્યાં, ત્યાં તેને મમતાળુ માતાનું પ્રસન્ન મુખ દેખાવા લાગ્યું. આ છેવટનું સ્વપ્ન જોતાંજ તેનાં તે બંધ નેત્રોમાંથી અશ્રુનાં બિંદુ નીકળી ગાલ ઉપર પડવા લાગ્યાં.

---

## પ્રકરણુ ૫ મું.



### થોડામાં ચુકી.

સર્વે રોગોમાં ભયંકર રોગ કહીએ તો ચિંતા સરખો બીજો રોગ નથી. તેને ઓળખતો ન હોય, એવો પુરૂષ જગમાં ભાગ્યેજ હશે.

આજ રોગ વિશ્વાસરાવને હમણાં લાગ્યો હતો. આ રોગ દૃઢ થવાને 'કેમ કરવું' 'શું કરવું' આ મંત્ર અને માંત્રિક તેં પૈસો. ઇતર સાધનોમાં માંત્રિક પાસે હોય તો મંત્ર તાબડતોબ સાધી શકાય છે, પણ અત્રે તો એથી ઉલટું છે. માંત્રિક જો પાસ ન હોય તોજ આ મંત્ર સાધ્ય થાય છે.

આજે વિશ્વાસરાવને કોટમાંના મેસર્સ સ્મિથ્ ઍન્ડ બ્રાઉન્, આર્કિટેક્ચરલ એનજીનીઅર્સ ઍન્ડ કૉન્ટ્રૅકટર્સના સ્મિથ્ સાહેબે પોતાને બંગલે બોલાવ્યો હતો.

માધવરાવની રજા લઇને વિશ્વાસરાવ નીકળ્યો ને સરદાર ગૃહમાં જઇને ઉતર્યો. તે દિવસે તેને ઉંઘ બિલકુલ આવી નહિ. પોતાના મનમાંની ઉમેદ પૂરી કરવા સારૂ તેણે કોઇ પણ પ્રસિદ્ધ ઇન્જીનીઅર કને ઉમેદવાર રહેવાનો નિશ્ચય કર્યો; અને તે પ્રમાણે બીજે દીવસે તે ઉપર કહેલા સ્મિથ્ ઍન્ડ બ્રાઉન એન્જીનીઅર્સ પાસે ગયો. તે દિવસે તેને મી. સ્મિથ્ સાહેબ સાથે મેળાપ થયો. આ સાહેબ દયાળુ, સત્યમાર્ગી અને હોંશીઆર હતો. વિશ્વાસરાવે સાહેબને પોતે મળવા આવ્યો તેનું કારણ કહ્યું. બે ત્રણ પ્રશ્ન પૂછીને તેણે વિશ્વાસરાવને કહ્યું, "હું તમારે "સારૂ વિચાર કરીશ; પણ તે પહેલાં તમારી પૂર્ણ માહીતી મને "મળવી જોઇએ. હમણાં કામની ગર્દી છે માટે કાલે સાંજે તમે મારા "બંગલાપર આવજો." એમ કહીને તેણે પોતાના નામનો એક કાર્ડ વિશ્વાસરાવના હાથમાં આપ્યો. સાહેબના મેળાપનું શું પરીણામ આવશે, તે આપણને ઉમેદવાર રાખશે કે કેમ, વગેરે વિચારોમાં વિશ્વાસરાવે તે અને બીજો આખો દિવસ ગાળ્યો. છેવટે સંધ્યાકાળ થતાંજ તે સરદાર ગૃહમાંથી બહાર નીકળ્યો. વિશ્વાસરાવ રસ્તાની બાજુમાં એકલોજ ગાંડાની જેમ ચાલતો હતો. તેના મનમાં એક ઉપર એક વિચાર એક સરખા ચાલુજ હતા. છેવટે પાંચ વાગાને સુમારે તે ગિરગામ ઉપર

આવ્યો. પોતે ભ્રમિષ્ટ સરખા ચાલવામાં કેટલેક વખત ગુમાવ્યો એ, ધ્યાનમાં આવતાંજ, હવે વખત ન ગુમાવતાં સાહેબના બંગલા ઉપર જવું, એવો વિચાર કરીને તે જલદી ચાલવા લાગ્યો.

ગિરગામનો રસ્તો અને તેમાં સંધ્યાકાળનો વખત;—રસ્તામાં ગાડી ઘોડા અને મનુષ્યની તો ગણત્રીજ નહોતી. આ વખતે ટ્રામ ટરમીનસના નાકા ઉપર બે ઘોડાની એક ગાડી આવીને અટકી. ગાડી આવતાંજ વિશ્વાસરાવ રસ્તાની બાજુમાં જઇ ઉભો રહ્યો; કારણ ઘોડાવાળામાંથી એકે ગાડીનો દરવાજો ઉઘાડ્યો તેને લીધે તેનો માર્ગ રોકાઇ ગયો. ગાડીમાંથી એક ચૌદ વરસની તરુણ બાલિકા ઉતરવા લાગી; એટલામાં ટ્રામના ડ્રાઇવરે જોરથી સિટી વગાડી; તેની સાથેજ બેઉ ઘોડાઓ એકદમ ચમકયા, ને તે ધક્કા સાથેજ ઉતરનાર બાલિકા આંચકો ખાઇ તે ચાક નીચે સપડાતી હતી પણ થોડામાં ચૂકી. વિશ્વાસરાવે ચાલાકી કરીને તેને પોતાના હાથમાં ઉપરને ઉપર ઝીલી લીધી. તે ક્ષુદ્ર, પરંતુ પરીણામે મહાન્ થનારા અકસ્માતને લીધે, તે કોમળ બાલિકા એટલી ગભરાઇ ગઇ કે તેણે પોતાનું ડોકું વિશ્વાસરાવની ખાંધ ઉપર નાંખી દીધું. ક્ષણ એકજ તે તે સ્થિતિમાં હતી.

તેણે પોતાના વિશાળ નેત્ર ઉઘાડયાં ને બન્નેની નજરેનજર મળી, તે સાથેજ તે વિશ્વાસરાવના હાથમાંથી પોતાને મુક્ત કરીને બાજુ ઉપર ઉભી રહી, અને પોતાને પડતા બચાવી તે સારૂ તેનો સવિનય આભાર માની તે વાડીમાં ગઇ. તે બંગલામાં ગઇ ત્યાં સુધી વિશ્વાસરાવ એક નજરે તે બાલિકાના મ્હોં સામુ જોતો હતો.

વિશ્વાસરાવ રસ્તા ઉપર ચાલતો હતો ખરો, પણ હવે તેના મનમાં પોતાને સારૂ કંઇ પણ વિચાર નહોતો. ફક્ત તે બાલિકા, તે ગાડીનો અકસ્માત, ને પોતે તેને બેઉ હાથમાં ઝીલી છે, આજ વિ-

ચાર તેના મનમાં ચાલ્યા હતા. આ વિચારમાં તે સાહેબના બંગલા નજીક ક્યારે આવ્યો એ સુદ્ધાં તેને સમજાયું નહીં.

દરવાજાની ઉપર આવતાંજ તેણે ચપરાસી પાસે પોતાનું નામ અને સાહેબે આપેલો કાર્ડ આપ્યો.

થોડાજ વખતમાં ચપરાસી બહાર આવીને વિશ્વાસરાવને અંદર લઇ ગયો. સલામ વગેરે થયા પછી સ્મિથ્ સાહેબે વિશ્વાસરાવને પાસે બેસવાનું કહ્યું. આગલે દિવસે પોતાને વિષે કહેલી ત્રુટક માહિતી ઉપરથી સાહેબનું મન વિશ્વાસરાવ તરફ ઠીક વળ્યું હતું. તેણે સર્વ હકીકત ફરીથી સવિસ્તર કહેવાનું વિશ્વાસરાવને કહ્યું. વિશ્વાસરાવે પોતાની સર્વ હકીકત કહીને પોતાનો આગળ શીખવાનો વિચાર પણ જણાવ્યો. તે સર્વ એકાગ્ર ચિત્તથી સાંભળી લઇને સાહેબ બોલ્યો,—
"તમારા નેટીવ લોકમાં ઘરમાંની ખરાબ વાત ઉપર ઢાંકપિછોડી કર-
"વાનો બહુ ખરાબ ચાલ છે; તેને લીધે અપરાધી બાહેર આવતો
"નથી. અમે આવા મનુષ્યને કાયદાથી યોગ્ય શાસન કીધું હોતે."

"પરંતુ, સાહેબ, તેનો અને મારો ખરેખરો કંઇજ સંબંધ નથી."

"હા, એ ખરૂં; પરંતુ તેના બાપે તમને સ્વસંતોષે અરધી
"જીંદગી આપવાની વ્યવસ્થા કરી છે, એમ કહ્યું હતું ને? ત્યારે તેનો
"યોગ્ય ન્યાય મેળવી લેવામાં શું હરકત છે?"

"હરકત નથી, સાહેબ, પરંતુ તે સંબંધે હું વધારે ચોળા
"ચોળ કરવા ઇચ્છતો નથી. અને જે યોગે મારા પ્રિય પ્રાણદાતાના
"નામને કલંક લાગે એમ પણ કરવા હું ઇચ્છતો નથી."

વિશ્વાસરાવનાં સૌજન્ય માટે સાહેબને બહુજ આશ્ચર્ય લાગ્યું. અને તેને દરેક બાબતમાં મદદ કરવાનો તેણે નિશ્ચય કર્યો. થોડીવારે

સાહેબ બોલ્યો, " સારૂં, જેવી તમારી મરજી. પરંતુ હવે મારી
"પાસે તમારે સારૂ શું કરાવવાની તમારી ઇચ્છા છે ?"

" સાહેબ, મારી એકંદર સ્થિતિ જોતાં, મારો વિચાર કેટલોક
" મૂર્ખપણાનો છે, એમ આપને લાગતું હશે, તો પણ મારી ઇચ્છા
" અને ઉમેદ એવી છે કે આટલી પરીક્ષા પસાર કરી શકું."

થોડી વાર વિચાર કરી સાહેબ બોલ્યો, "તમારો હેતુ મને સ-
" મજાયો; પરંતુ તમારી હાલની સ્થિતિ ઉપરથી, એ તદ્દન અશક્ય
" લાગે છે; મને એક વિચાર સૂઝ્યો છે. તમને પસંદ પડશે
" તો કહીશ."

મોટા હર્ષથી વિશ્વાસરાવે પૂછ્યું, " કયો વિચાર, સાહેબ ?"

" તમારી ફી હજી બે વર્ષની ભરવાની છે, ત્યારે એક વરસ
" તમારે સુતારનું કામ શીખવું; અને એક વરસ તમને હું મારી પોતાની
" દેખરેખ નીચે પ્લાન વગેરેની માહિતી કરાવીશ. કેમ, બોલો, છે
" તમારી મરજી ?"

" છોકરીને શું પૂછો છો, સાહેબ ? પરંતુ સુતારનું કામ ક્યાં
" શીખું ? અને હથિયાર ?"

" હા ! એટલુંજ ને ! તમારી પૂર્ણ કબુલાત છે તો કાલથી દસ
" વાગે ઑફીસમાં આવતા જાઓ. એક વાગતા સુધી અહીંના
" કામની માહિતી મેળવીને પછી બે કલાક મારા કારખાનામાં જજો.
" કાલે હું મારા મિસ્ત્રી ને ચિઠ્ઠી લખીશ."

" સાહેબ, આપની ઓળખ સુદ્ધાં નહોવા છતાં, હું આપના
" દયાળુ સ્વભાવનો બહુજ ફાયદો મેળવી લઉં છું." વિશ્વાસરાવ તદ્દન
દીનતાથી બોલ્યો.

" એમ કેમ બોલો છો ? તમે એક મને ઓળખતા નથી;

"પરંતુ સદાશિવરાવ પેઢીવાળાના કેટલાંક કન્ટ્રાકટનાં કામ તેમજ "તેનાં ચોપાટી ઉપર અને પેડર રોડ ઉપરનાં કામ, એ સર્વે મારાંજ."

સાહેબની રજા લઇને વિશ્વાસરાવ પાછો જવા લાગ્યો. બંગલામાં જતાં પહેલાં અને હમણાં બંગલામાંથી બાહેર જતાં તેના મનમાં ચાલેલા વિચારોમાં કેટલોએ અંતર હતો. હવે તેને આશા આવી હતી. અભ્યાસ પૂર્ણ કરીને તેનાથી પિતાશ્રીની આશા પૂર્ણ કરી શકાશે, તેથી કરીને આનંદ થવા લાગ્યો. આ આનંદના વિચારમાં તે ક્યારે સરદાર ગૃહમાં આવ્યો તેની પણ તેને ખબર પડી નહિ.

## પ્રકરણ ૬ ઠું.

### વગર પગારની નોકરી.

સ્મિથ્ સાહેબને ત્યાં જવા માંડવાને આજે વિશ્વાસરાવને લગભગ ૭ મહીના થયા. સુતારનું કામ, એટલે બહુજ અગવડ અને મહેનતનું; અને તેમાં વિશ્વાસરાવ જેવો કોમળ એકવીસ વરસનો તરૂણ, કે જેણે આજ સુધી પોતાના સર્વ દિવસ સુખમાંજ કાઢેલા, તેને કેટલી અગવડ અને મહેનત લાગે વારૂ? પરંતુ વિશ્વાસરાવ તે કામ બહુજ આનંદથી કરતો હતો; આટલા દિવસમાં આજેજ વિશ્વાસરાવને અધિક શ્રમ થયો હતો; તેને લીધે તેણે કૉલેજમાં કાઢેલા દિવસ યાદ આવ્યા. કૉલેજમાં હતા ત્યારે આપણે કેટલા આનંદી અને સ્વતંત્ર હતા, આ વિચારો તેના મનમાં આવતાંજ તેને ખરાબ લાગ્યું. થોડીજ વારમાં ઉપરના વિચારથી તેનું માથું ફરવા માંડયું, ત્યારે વિશ્રાન્તિને સારૂ થોડો વખત ચોપાટી ઉપર જવાના વિચારથી તે બહાર નીકળ્યો.

હમણાંનો તે ચોપાટી ઉપર ફરવા જવાને કંટાળતો હતો. કારણ ત્યાં ગયાથી સુખથી બાળપણ કાઢેલું તે ઘર તેની દૃષ્ટિએ પડતાંજ તેને વધારે ખરાબ લાગતું હતું; આજે તે ઘણે દીવસે ચોપાટી ઉપર આવ્યો હતો. ઘણો વખત સુધી તે એક બાંક ઉપર હવા ખાતો બેઠો હતો. ગયા છ મહીનામાં તે આ બાજુ નહિ આવેલો હોવાથી તેનો અને માધવરાવનો કે ગિરજાનો મેળાપ થયો નહતો, તેથી પાછા જવા પહેલાં એક વખત દાદા સાહેબને મળીને જવું એ વિચાર કરીને તે વાડીમાં ગયો. પહેલાં તો તે વૃદ્ધ ગિરજાની ઓરડીમાં ગયો. તેને જોતાંજ ગિરજાને ઘણોજ હર્ષ થયો. પરંતુ જ્યારે તેણે તેના સામુ ધારીને જોયું ત્યારે માત્ર ગિરજાનો હર્ષ કેવળ નાશ પામ્યો; કારણ વિશ્વાસરાવના મોં ઉપર પૂર્વનું તેજ રહ્યું નહોતું. તેણે પૂછ્યું, "રાવ સાહેબ, શી આ આપની સ્થિતિ ? તાવ આવે છે કે શું ?"

વિશ્વાસરાવે ધીમે ધીમે ઘર છોડયા પછીની હકીકત તેને કહી.

"પણ આપ, આ, દીવસ બધો, હેલકરીની પ્રમાણે કારખાનામાં "સુતારકામ કરવામાં કાઢો છો તો આપને એવો પગાર પણ શું "મળે છે ?"

"પગાર કેવો ? હું કામ શીખુછું એમ કહ્યું; ને પગાર શિવાય "તેણે મને કામ શીખવા રાખ્યો તેજ પગાર કરતાં વધારે છે."

"ત્યારે આપની ખાવા પીવાની વ્યવસ્થા !"

"વ્યવસ્થા શું ? અરે ગરીબનો બેલી પરમેશ્વર ! ઠીક, પણ "દાદાની પ્રકૃતિ વગેરેનું તેં મને કંઇજ કહ્યું નહિ. !"

"પાછું તમે તેનું નામ લીધું ? જેણે તમને આવી સ્થિતિએ "પહોંચાડયા છે તેનું તમારે સ્વપ્નામાં સુદ્ધાં મ્હોં જોવાય નહિ, "ત્યારે નામ ?"

" નહિ, નહિ, ગિરજા એમ કહીશ નહિ. ગમે તેમ થાય, તો
" પણ એ મને વડીલ ભાઇ પ્રમાણે છે. એક વખત તેની સર્વ હકીકત
" કહે એટલે મને સારૂં લાગશે. આ છ મહીનામાં મને કંઇજ
" ખબર પડી નથી. દાદા ઠીક છે કેની ? "

" નહીં હોવાનું શું કારણ ? વડીલની પૂંજીથી મજા મારે છે.
" ઘણીખરી રાત્રી હમણાં ઘેર નથી હોતા. આ શનિવારનીજ વાત.
" તે નાના સાહેબને ત્યાં ગાયન—"

" કયા, એ નાનાસાહેબ ? "

" તે ગિરગામની પેઢીવાળા—તેને ત્યાં ગાયન—પછી શું ? પેઢી-
" વાળાને પેઢીવાળા મળ્યા. બીજે દીવસે સવારે દાદાસાહેબ ગાયન-
" માંથી આવ્યા ત્યારે તેમને શુદ્ધી પણ નો'તી. ગોપાળે ગાડીમાંથી
" ઉંચકી તેને ઉપર લીધા. "

" શિવ ! શિવ ! અહીં સુધી વાત આવી કે ? ઠીક, પણ પેઢીનું
" કેમ ચાલે છે ! "

" કેવી પેઢી ? હાલમાં તેનો ઘણો ખરો વખત ત્યાંજ જાય
" છે. ગોપાળ કંઇ એમ કહેતો હતો કે દાદા સાહેબ તેની પુત્રી
" સાથે લગ્ન કરવાના છે. "

એટલામાં ગોપાળ અંદર આવ્યો. તેનીજ પાસે વિશ્વાસરાવે દાદા સાહેબને પોતાના આવ્યાના ખબર કહેવડાવ્યા, ને ગિરજાની પાસેથી રજા લીધી. નીચેના દિવાનખાનામાં દાદા સાહેબ અને તેનો મહેતાજી સુખડચંદ બેઠા હતા. વિશ્વાસરાવને જોતાંજ સુખડચંદે તેને ઉઠીને સલામ કીધી, કારણ વિશ્વાસરાવ માટે તેનો મત ઘણો ઉંચો હતો, અને તે તેથી માધવરાવ કરતાં વિશ્વાસરાવને વધારે ચાહતો હતો. વિશ્વાસરાવને જોતાંજ માત્ર માધવરાવના ચહેરા ઉપર થોડોક ફેર પડ્યો.

કુશળ સમાચાર પૂછ્યા પછી, "તું હમણાં શું ઉદ્યોગ કરે "છે?" એમ માધવરાવે પૂછ્યું.

"કામ શીખવાને સારૂં સ્મિથ્ ઍન્ડ બ્રાઉનની પાસે ઉમેદવારી "કરૂં છું," એમ વિશ્વાસરાવે સીધો ઉત્તર આપ્યો. "ઉમેદવારને પગાર નથી હોતો, ફક્ત તેને કામ શીખવાનું"

"શું પગાર નહિ? ત્યારે શું તારી બિન પગારની આ નોકરી અને એનાથી બાપાનું નામ અમર!—"

"પણ, દાદા, કોઈ પણ વિદ્યા શીખવાને ઉમેદવારી કરી એટલે "બાપાના નામને ભૂષણ નથી કે શું? ગમે તેમ પણ તે વિદ્યા છે. "પૈસા આપીને વિદ્યા શીખ્યા એટલેજ કંઇ ભૂષણ નથી."

"અરે ગાંડા, કેવી વિદ્યા લઇને બેઠો છે; મારૂં સાંભળ, આપણા "ધંધા જેવું બીજું કંઇ નથી. તું પેઢી ઉપર લક્ષ આપશે, તો મને "પણ બીજા કામ સંભાળવાં ઠીક પડશે. આ જો, ગયા મહીનામાં "મારી તરફથી થોડી બેદરકારી થઇ, તો રૂપિયા ૭૦૦૦ ) ની ખોટ "આવી. કેમ છે તારી મરજી?"

"મારૂં ચાલે છે તેજ ઠીક છે, દાદા," એમ કહીને વિશ્વાસરાવ ઉઠ્યો.

"સારૂં, ત્યારે જા, તારી આગળ શું બોલવું? મૂળ બીજજ હલકું!" આ દાદા સાહેબના શબ્દ સાંભળવાને વિશ્વાસરાવ જરાએ ઉભો રહ્યો નહિ.

"જોયુંને, સુખડચંદ? તેથીજ હું તમને કહું છું કે એક વખત લ્યોજ મન ઉપર," માધવરાવ બોલ્યો.

"આ જુઓ, દાદા સાહેબ, આ આટલા કૃત્યથી આજ સુધીના "મારા વીશ વરસના આપ સાથે રાખેલા ઇમાનીપણાંની રાખ- "રંગોળી થશે. હું તમારે પગે પડું છું, તમે મને આ બાબતમાં

"ક્ષમા કરો. હાલમાં તમને વેપારમાં થોડી ખોટ આવી છે, તેને
"લીધે તમારૂં મન આવું ભ્રમિત થયું છે, પણ તેનો ઉપાય છે. આપ
"જો પહેલાંની જેમ વેપાર તરફ ધ્યાન આપશો, તો થોડા દિવસમાં
"આ ખોટ સહેજે નીકળી જશે. શિવાય કેટલોક વખતથી આપનું મન
"જરા ચંચળ થયું છે; ખાનગી ખરચ પણ વધતો ચાલ્યો છે; પરંતુ
"વેપારી દૃષ્ટિએ જોતાં આ કાંઇ સારૂં નથી. ભાઉ સાહેબ હતા, તે
"વખતે તેની કેવી સ્થિતિ હતી, અને હાલમાં આપે વેપાર કેવી
"સ્થિતિ ઉપર મુક્યો છે, આનો બરોબર વિચાર કરો હાલ તમારા
"મનમાં આવા વિચાર આવે છે તે વિચાર તમારે દૂર કરવા જોઇએ
"તમે વિશ્વાસને વિષે જે વાત કહી તે 'यावच्चंद्रदिवाकरौ' કદી
"પણ બીજા કાન ઉપર જવાની નથી, તેને સારૂ લ્યો આ વચન."

ક્ષણ એક સુધી માધવરાવ મુંગો રહ્યો. સુખડચંદનું ભાષણ સાંભળી તેના મન પર કંઇક અસર થએલી જણાઇ. પરંતુ તે અસર તદ્દન ક્ષણિક હતી. ભાઉ સાહેબના મરણ પછી તે બહુજ બહેકયો હતો. તેને ઘરમાં કોઇનો પણ ધાક ન રહેવાથી, નવાં નવાં વ્યસનો તેને લાગવા માંડયાં હતાં. વચ્ચે વચ્ચે તેનો મહેતો સુખડચંદ તેને બે બોધનાં વચન કહેતો હતો પણ તેની અસર તેના મન ઉપર જરાએ થતી નહિ. આજે તેણે ખાસ સુખડચંદ મહેતાને ઘેર બોલાવ્યો હતો. સુખડચંદ સામોપચારથી પોતાને વશ થશે નહિ એ તેને ખબર હતી. પણ તેને ખૂબ દ્રવ્યની લાલસા દેખાડી પોતાને અનુકુળ કરવાનો તેણે નિશ્ચય કરેલો હતો. ક્ષણેક પછી તે બોલ્યો,

"મારી એક વાત સાંભળો; પહેલાંનું વિલ બાપાએ તમારી
"પાસે લખાવી લીધું છેને ?"

"હા"

"પછી તમે કેમ બીહો છો? મને તેની એક ખરી નકલ
"કરી આપો; ફક્ત તેમાંથી વિશ્વાસરાવના વારસાના અક્ષર કાઢી નાંખો
"એટલે થયું!"

"હા, સમજ્યો, પરંતુ આપ મને આ ખટપટ કરાવશોજ નહિ;
"એના શિવાય બીજું કંઇ પણ કામ કહો."

"તમને ભય શાનો છે, એજ મને સમજાતું નથી. તે પહેલાંનું
"વિલ મેં મારે હાથે ફાડી નાખ્યું છે અને એ શિવાય" (હાથનાં
પાંચ આંગળાં બતાવીને), "આ તમને બક્ષીસ;–હવે ના કહેશો નહિ.
"અને એમાં છે પણ શું? વિશ્વાસરાવનો આ બાબતમાં કંઇ પણ
"સંબંધ! ફક્ત બાપાએ તેને પાસે ઉછેર્યો હતો એટલોજ!"

"પાસે ઉછેર્યો હતો ખરો. પણ ભાઉ સાહેબનો તેના ઉપર
"કેટલો પ્રેમ હતો! વિલ કર્યા પછી તેના નામ ઉપર કાઢેલી રકમનો
"મેં સહેજ આશરો કાઢયો તો તે પોણા લાખની ઉપર થયો.
"તેટલી રકમ આપના ભાગમાં પણ નથી એ આપને ખબર છે કે?"

"હા; તેથીજ કહું છું." (ફરીથી પાંચ આંગળાં બતાવીને)
"એટલા માટે કરોજ આટલું કામ."

હવે માત્ર સુખડચંદના મન ઉપર લક્ષ્મીનો મોહ થવા માંડયો.
થોડી વખત પહેલાં જે માણસ માધવરાવને તેના કૃત્ય સારૂ દોષ દેતો હતો
તેજ હવે તે કૃત્ય આચરવાને તૈયાર થયો. હે ચંચળ લક્ષ્મિ! ધન્ય
છે તને! તારા મોહમાં નહીં ફસાએલો પ્રાણી આ જગમાં વિરલોજ!
પાંચ હજાર! અને તે ફક્ત એક નકલ લખી આપવા માટેજ! આખો
જન્મ જતાંએ ન મળે તે એક સાધારણ નકલ ઉપરજ મળશે!
મન કેમ વારૂ ડગે નહિ?

---

# પ્રકરણ ૭ મું.

## " હું આપની બહુ આભારી છું. "

" વિશ્વાસરાવ, તમે પોતે જઇને આટલું કામ કરી આવો. કાલે " રવિવાર છે; મારાથી જવાનું બનશે નહિ; તમે ત્યાં પાસેજ રહોછો; " અને તેમાં વિશેષ એ કે આ પ્લાન તમે પોતેજ કર્યો છે તેથી આ " પ્લાન તમે પોતે શેઠજીને બરોબર સમજાવી શકશો."

સ્મિથ્ સાહેબ વિશ્વાસરાવના ટેબલ પાસે આવીને બોલ્યા.

આજ સવારથી વિશ્વાસરાવ આનંદમાંજ હતો, કારણ એકદમ ચાર મહીનાનો પગાર તેને મળ્યો હતો. આજ લગભગ ચાર મહિના થયાં, તેણે સુતાર કામની પૂર્ણ માહતી મેળવી લઇને, સાહેબના હાથ નીચે પ્લાનની માહિતી મેળવવાની શરૂઆત કરી હતી. થોડા દિવસમાં તેણે સ્મિથ્ સાહેબને પોતાના ગુણથી તદ્દન પોતાનાજ કરી લીધા; થોડા વખતથી સ્મિથ્ સાહેબના ભાગીદારની પ્રકૃતિ સારી ન હોવાથી તે ક્વચિતજ ઑફીસમાં આવતા હતા, ત્યારે સ્મિથ સાહેબના ઉપર કામનો બહુજ બોજો પડતો. પણ વિશ્વાસરાવ તે જોખમના કામ ધીમે ધીમે પોતે ઉપાડી લઇને સ્મિથ સાહેબને સારી મદદ કરવા લાગ્યો હતો. વિશ્વાસરાવની હોંશિયારી જોઇને તેને સાહેબે પગાર પેટે મહેરનજરથી આજે એકદમ બસ્સો રૂપિયા આપ્યા હતા.

આ રૂપિયા મળવાને લીધે વિશ્વાસરાવને આનંદ થયો હતો. પણ પણ પોતે જાતે કરેલો પ્લાન આજ વગર ચૂકનો થઇને સાહેબને પસંદ પડ્યો આનોજ તેને બહુ આનંદ થયો. આ આનંદમાંજ પ્લાનનું પોટલું બાંધી વિશ્વાસરાવ બપોરે ત્રણ વાગે ઘેર જવાને નીકળ્યો.

ગિરગામમાં ટ્રામમાંથી ઉતરતાંજ તેનું ધ્યાન હાથમાંનાં પોટલાં ઉપર, "રા. મનોહરરાવ પેઢીવાળા," આ લખેલાં નામ ઉપર ગયું. તેની સાથેજ તેને બહુ આશ્ચર્ય લાગ્યું. કારણ મનોહરરાવ પેઢીવાળા આ નામ તેણે ઘણી વખત સાંભળ્યું હતું, પણ તેની સાથે મેળાપ કદી પણ થયો નહતો. બે મહીના પહેલાં તે ગિરજાને મળવા ગયો ત્યારે તેણે મનોહરરાવ પેઢીવાળાને વિષે ઘણીક વાત તેને કહી હતી. થોડા વખતથી તેની પાસે દાદા હમેશ જાય છે—આવે છે, ત્યાં ઉપરા-ઉપરી નાચ રંગ થાય છે, અને તેની છોકરી સાથે તે લગ્ન કરવાનો છે, વગેરે ગિરજાએ કહેલી વાત તેને યાદ આવી. એટલામાં ગિરજાએ કહેલી એક વાત તેને યાદ આવી; એક વખત મનોહરરાવ પેઢીવાળાને ત્યાંથી ગાયનને દિવસે દાદા બેશુદ્ધ સ્થિતિમાં પાછા આવ્યા; આ વાત યાદ આવતાંજ તેને ખરાબ લાગ્યું. દાદા વ્યસની થયો, હવે તેની દૃઢમતિ નથી, વગેરે વિચાર તેના મનમાં આવ્યા. તે પોતાનાજ વિચારમાં ધીમે ધીમે જતો હતો, એટલામાં તેની દૃષ્ટિ સામી ભીંત ઉપર ટંગાડેલાં પાટીયાં પર પડી. તે સાથેજ તે ત્યાંજ અટકીને ઉભો રહ્યો, ને ગાંડાની માફક તે પાટીયા ઉપરના અક્ષર તરફ જોવા લાગ્યો. કારણ તે પાટીયાં ઉપર 'મનોહરરાવ પેઢીવાળા' આવું નામ હતું.

એક વર્ષ પહેલાં એક બાલિકાને અકસ્માતમાંથી પોતે બચાવી હતી, ને તે બાલિકા આજ ઘરમાં ગઇ હતી, આ પહેલાંના વિચાર તેના મસ્તિકમાં આવ્યા ને તે ગુંચવાયો. મનોહરરાવ પેઢીવાળાની તો તે છોકરી નહિ હોય ને ? એનીજ સાથે દાદાના લગ્ન કરવાનું હશે શું ? કે તે વખત બીજો કોઇ ગૃહસ્થ આ ઘરમાં રહેતો હશે ? આવા વિચાર વિશ્વાસરાવના મનમાં એક ઉપર એક આવવા લાગ્યા. છેવટે, પોતે ગાંડાની જેમ રસ્તા ઉપર ઉભો હતો તેની તેને શરમ લાગી, ને તે ઘરમાં પેઠો.

દરવાજા ઉપરનો નોકર તેને અંદર લઈ ગયો. મનોહરરાવ કપ-
ડાં પહેરીને બહાર જવાની તૈયારીમાં હતા; વિશ્વાસરાવે પોતે કોણ છે
અને આવવાનું કારણ કહ્યા પછી, મનોહરરાવ બોલ્યા, " મને લાગતું
" હતું કે હજી પંદર દિવસ પ્લાન તૈયાર થશે નહિ, પણ તમે તો
" બહુજ જલ્દી લાવ્યા ! સારૂં, ત્યારે હવે એમ કરો; આ પ્લાન લઇને
" તમે ઉપરના દિવાનખાનામાં જાઓ. ત્યાં મારી છોકરી છે તેને સારૂ
" તે બંગલો બાંધવાનો છે. તેનાજ કહેવા પ્રમાણે પ્લાન કરવાનું
" મેં સ્મિથ સાહેબને કહ્યું હતું, તો તેનેજ તે બતલાવો એટલે તે
" પોતાની મરજી મુજબ તેમાં કંઇ ઓછું વધારે જોઇતું હશે તો આપને
" કહેશે. અથવા પસંદ પડશે તો તે રાખી લેશે. કેમ સમજ્યાને ? "
એમ કહીને વિશ્વાસરાવને નોકર સાથે ઉપર જવાનું કહ્યું, અને પોતે
બહાર જવાને સારૂ ઉઠયા.

ઉપર ગયા પછી નોકર વિશ્વાસરાવને એક ભવ્ય સુશોભિત
દિવાનખાનામાં લઇ ગયો. ત્યાં એક બારીની પાસે અનુપમ લાવણ્ય-
મયી ને સુમારે સોળ વર્ષની એક બાળા ભરત ભરતી બેઠી હતી.
રેશમને પણ બાજુ ઉપર મુકનારા તેના કાળા અને સુંવાળા કેશ
ગાલ ઉપર, હાથ ઉપર અને વાંસા ઉપર લટકતા હતા; તેનું મુખ
બહુજ રમણીય હતું; તેનાં ભ્રમર–વિભ્રમ–કારક નેત્રો કાંઇક મીંચ્યા
સમાન દિસતાં હતાં. ભ્રૂ–યુગલ રેખા જેવા હોવાને લીધે તે તેનાં
રક્તવર્ણુ મુખ કમળને બહુજ શોભા આપતાં હતાં. તેના હોઠ ચણોઠી
જેવા લાલ હતા. વિશ્વાસરાવનું ધ્યાન અંદર જતાંજ તેના હોઠ
ઉપર ગયું એ સાહજિક જ હતું. તેના હાથ ગોરા હોવાથી તેમાં
સોનાનાં કંકણ બહુજ શોભતાં હતાં; કંઠથી તે ઉન્નત સ્તન સુધી
એક મોતીની માળા લટકતી હતી. વિશ્વાસરાવ ! વિશ્વાસરાવ ! સા-

થંધ રહે ! તું એક નિરાશ્રિત ઉદરાર્થી મનુષ્ય છે. તે યુવતી તરફ આટલી તીવ્ર સપ્રેમ દૃષ્ટિથી નીહાળીને જોઇશ નહિ. પણ છટ ! જે મનોવિકારની તેને આજ સુધી કલ્પના નહોતી તેનો નવિન અંકુર તેને જોતાંજ તેના મનમાં ઉત્પન્ન થવાને લીધે તેનું શરિર કંપાયમાન થયું !

તે બાલિકા પાસે એક નાનો કૂતરો પોતાની શેઠાણીના કામ તરફ ધ્યાનથી જોતો, નીચે જાજમ ઉપર બેઠો હતો. નોકર પાસે જતાંજ કામમાં ચકચુર થએલી તે તરુણીએ કિંચિત ઉંચું જોયું. વિશ્વાસરાવની ને તેની દૃષ્ટોદૃષ્ટ થતાંજ તેના ચહેરા ઉપર થોડો ફરક પડયો.

પોતાના હાથમાંનું ભરત કામ પેટીમાં મુકીને તરુણી ઉઠી અને પાસેની ખુરસી પર વિશ્વાસરાવને તેણે બેસવાનું કહ્યું. વિશ્વાસરાવે પોતાના હાથમાંનું પોટલું પાસેના ગોળ ટેબલ ઉપર ઉઘાડીને મુક્યું. ઘરમાં આવ્યો ત્યારથી વિશ્વાસરાવ વિચારથી ગુંચવાતો હતો. જે તરુણીને પોતે એક વખત પોતાના હાથમાં પડતાં પડતાં બચાવી હતી, તેજ આજે પોતાની આગળ ઉભી છે, એ પોતે જાણે કે સ્વપ્ન જુએ છે એમ તેને લાગ્યું. પરંતુ એટલામાં તે તરુણીએ, "બાપા ક્યાં છે ?" એમ નોકરને પુછ્યું, ત્યારે વિશ્વાસરાવ પોતાના સ્વપ્નરૂપી જાગરણમાંથી બરોબર જાગૃત થયો.

"બાપાજી ફરવાને ગયા છે," એમ નોકરે ઉત્તર આપ્યો.

" પહેલાં એક વખત ગાડીમાંથી પડતાજ મને આપે બચાવી "હતી, એ આપને યાદ હશેજ, " તરુણી વિશ્વાસરાવ તરફ વળીને આગળ બોલી.

" હા,—પણ તે પ્રસંગ આપને હજી સુધી યાદ છે, એમ!" વિશ્વાસરાવ બોલ્યો.

" યાદ ! એને હું ભુલીશ, એટલી હું કૃતધ્ન નથી, વારૂ !" તરૂણીએ વિલક્ષણ અવાજથી જવાબ આપ્યો. આ તેના ઉત્તરથી વિશ્વાસરાવ તો તદ્દન નિરુત્તર થયો.

આગળ તે તરુણી બોલવા લાગી, " તે વખત યાદ આવે છે "ત્યારે હું તદ્દન હતાશ થાઉં છું, કારણ તે વખતે મેં આપનો આભાર "બીકને લીધે માનવો ઘટે તેમ માન્યો નહિ. તે વ્યક્ત કરવાનો આજે "યોગ આવ્યો છે. આપે તે વખતે મારા ઉપર કરેલા ઉપકારનો બદલો "હું કદી પણ વાળી શકનાર નથી, એ મને ખબર છે. તો પણ હું "આપની તે બદલ અત્યંત ઋણી છું. "

આ તેના ઉત્તમ વર્તનને લીધે વિશ્વાસરાવને તેને વિષે એક વિલક્ષણ આદર ઉત્પન્ન થયો. થોડીવારે વિશ્વાસરાવે સાથે આણેલો પ્લાન તેને બતાવ્યો. તે તેને પસંદ પડયો. ને તે પ્લાન તેણે પોતેજ કર્યો છે, એ જાણતાં તેને બહુ આનંદ થયો.

લાંબો વખત સુધી તેણે પ્લાન વિષે પુછપાછ કીધી. વિશ્વાસરાવને પણ તે સમજાવવામાં એક પ્રકારનો આનંદ થયો.

પ્લાન સમજાવી રહ્યા પછી વિશ્વાસરાવે જવાને માટે રજા માગી, ત્યારે તેને એણે થોડો વખત બેસવાનો આગ્રહ કરીને પોતે બહાર ગઇ, અને થોડીકવાર પછી હાથમાં એક પ્યાલો લાવીને ટેબલ ઉપર મુકયો. તેણે વિશ્વાસરાવને ચા લેવાનું કહ્યું. આ તેનાં છુટવાળાં વર્તનથી વિશ્વાસરાવને બહુજ કૌતુક લાગ્યું. તેણે ઘણા આનંદથી ચા પીધી. ચા પીતાં એ સ્તબ્ધ રહે તે તે બાલિકાને ન ગમવાથી, તેણે પુછ્યું, " એકંદર આ પ્લાન ઉપરથી બંગલો કેવો થશે એમાં "આપનો શું મત છે ? "

" અહીંયાં, આ મુંબઇમાં, નવી ધરતી ઉપર થએલા સર્વ બં-

" ગલામાં આપના બંગલાનો પહેલો નંબર આવશે. "

" પહેલો નંબર આવશે ? શું ! મને નથી લાગતું. મારા મા-
"થામાં આવ્યું તે મેં ગમે તેમ સ્મિથ સાહેબને કહ્યું." તેણે હસતાં
હસતાં ઉત્તર આપીને આગળ પૂછ્યું, " પણ આપે આપનું નામ
"કહ્યું નહિં ? "

વિશ્વાસરાવના કહ્યા પછી તે તરત બોલી ઊઠી, " આપ માધ-
"વરાવ પેઢીવાળાના બંધુ છો ? "

" હા. "

---

## પ્રકરણ ૮ મું.

---

### નાનાસાહેબ.

ગયા પ્રકરણમાં મનોહરરાવ પેઢીવાળાનું નામ આવ્યું છે તેની
હવે વાંચકોને ઓળખાણ કરી આપીએ. સદાશિવરાવની માફક એ
પણ એક ધનાઢય પેઢીવાળા હતા. મનોહરરાવે છેવટનાં પાંચ દશ
વર્ષમાં સારો વેપાર કર્યો હતો. મદ્રાસની અર્બુથનૉટ બૅંકમાં તેના બે
ત્રણ લાખ રૂપિયા છે એમ લોકો કહેતા હતા, અને તે તેમનું કહેવું
ખરૂં પણ હતું.

મનોહરરાવ—નાનાસાહેબનું વય ચાળીસની આસપાસ હતું. પહેલી
સ્ત્રીથી તેને એક છોકરી થઇ હતી. આજ તરુણી વિષે ગયા પ્રકર-
ણમાં થોડું જણાવેલું છે. એનું નામ માલતી. નાનાસાહેબની પહેલી
સ્ત્રી માલતીને બાર વરસની મુકીને મરણ પામી હતી. ત્યારબાદ તેણે
મિત્રમંડળના આગ્રહથી દ્વિતીય સંબંધ કીધો હતો. સાવકી માતાનાં
અને માલતી વયમાં ફક્ત ચારજ વર્ષનો ફરક હતો. માલતીની મા-

તાએ તેને નાનપણમાંજ ઘણું સારૂં શિક્ષણ આપ્યું હતું. હાલમાં તે એમ્પ્રેસ ગર્લ્સ સ્કૂલમાં અંગ્રેજી છઠ્ઠી ચોપડી શીખતી હતી.

નાનાસાહેબ કટ્ટર સુધારક હતા, પરંતુ તે સુધારકપણું ફાજીલ નહોતું. તેણે માલતીને ગાયન, વાજીંત્ર ને ચિત્રકળા શીખવવા સારૂ માસ્તર રાખ્યો હતો, ને તેનો આ અભ્યાસ ઘણોજ આગળ વધ્યો હતો. માલતીની સાવકી માતાનો—બાઇ સાહેબનો—સ્વભાવ થોડો ગર્વિષ્ટ હતો ને તેને ઠાઠમાઠ વધારે ગમતો હતો.

માલતીના આ શિક્ષણને લીધે તે અંદરથી તેની ઘણીજ ઇર્ષા કરતી હતી, પરંતુ સરળ સ્વભાવની માલતી પોતાને યોગ્ય તે વર્તન રાખતી હતી. પોતાની સાવકી માતાનાં તિરસ્કાર યુક્ત ઉદ્‍ગાર સાંભળવામાં આવે તો પણ તે તરફ તે ધ્યાન આપતી નહોતી, એટલુંજ નહિ પણ તેને સારૂ તેને ખરાબ પણ લાગતું નહોતું.

સવારના નીચેના દિવાનખાનામાં ચાહ પીતાં પીતાં નાનાસાહેબ બોલ્યા, "કેમ માલિ, તને તે પ્લાન પસંદ પડ્યો કે ?"

"હા—મને પહેલાં લાગ્યું કે તે પ્લાન મને સમજાશેજ નહિ, "પરંતુ જે વખતે વિશ્વાસરાવે તે ઉઘાડીને મારી આગળ મુક્યો તે વખતે "એકાદ સહેલા શબ્દમાં લખેલાં પુસ્તક પ્રમાણે મને તે સમજાયો."

"પણ એ વિશ્વાસરાવ કોણ ?"

"તે માધવરાવના બંધુ ! તમને ખબર નથી કે ?"

"માધવરાવ પેઢીવાળાના બંધુ ! છટ્ તે કાંઇ માધવરાવનો બંધુ "નથી. પરમ દિવસેજ માધવરાવ તેને વિષે કહેતા હતા કે તે કાંઇ "તેના બંધુ નથી," નાનાસાહેબ બોલ્યા.

"ત્યારે—પણ, બાપા, સદાશીવરાવ કાકા નહોતા કહેતા કે મારો "છોકરો પૂનાની કોલેજમાં ગયો છે કરીને !"

"હા, પણ તે તેનો ખરો છોકરો નહિ; ભાઉસાહેબે તેને મા
"બાપ નહિ તેથી ઉછેર્યો; પરંતુ ભાઉસાહેબના મરણ પહેલાંજ તે પો-
"તાના ગુણ પ્રકાશવા લાગ્યો તેથી માધવરાવે તેને ઘરમાંથી હાંકી કાઢયો."

"પરંતુ, બાપા, તેના વર્તન ઉપરથી—"

"સાંભળ, માલિ,-તે કંઇ નહિ. તું તેની સાથે ઓળખાણ
"રાખે તે પણ સારૂં નહિ. પ્લાન લઇને તેને તારી પાસે મોકલ્યો એજ
"મૂળ મેં મોટી ભુલ કરી. તું તેની સાથે બોલે એ માધવરાવને ગ-
"મશે નહિ."

"કેમ, વારૂ? માધવરાવને ગમાડીને મારે શું કરવું છે! બાપા,
"કાલ તે પ્લાન લઇને આવ્યા ત્યારેજ તેની વર્તણુક ઉપરથી મેં તેના
"ગુણની પરીક્ષા કીધી. અને તે શિવાય તેનો મારા ઉપર ન ફીટ-
"નારો ઉપકાર છે."

"ન ફીટનારો ઉપકાર એટલે?"

"હા, ન ફીટનારોજ ઉપકાર," માલતીએ હીંમતથી ઉત્તર
આપ્યો. "પહેલા હું ગાડીમાંથી ઉતરતાં જે અકસ્માતથી બચી હતી
"તે વિશ્વાસરાવને લીધેજ. તેણે મને જો બચાવી ન હોત તો હું તેજ
"વખતે ઠાર થઇ હોત—તમને તે હકીકત નથી કે ખબર?"

"હા પણ તું તેની સાથે હવે પછી બોલે નહિ, એજ સારૂં!"

એટલામાં માઇ સાહેબ હાથમાં ચાના પ્યાલા લઇને અંદર આવ્યાં
અને નાનાસાહેબની પાસે બેઠાં. માલતીએ પોતાની ચા પીને ટેબલ ઉપર
પડેલું એક પુસ્તક ઉપાડયું અને બારીની પાસે જઇને તે એક ખુ-
રસી ઉપર બેઠી.

વિશ્વાસરાવની સાથે તે બોલે તેથી માધવરાવને ખરાબ લાગ-
વાનું શું કારણ, તે કાંઇ માલતીના સમજવામાં આવ્યું નહિ.

કેટલોક વખત વિચાર કર્યા પછી પ્રત્યક્ષ માધવરાવને પુછવું એવો વિચાર કરીને તેણે પોતાનું મન વાળ્યું. કોઇ પણ શંકા થયા પછી તે શંકાનું પૂર્ણ નિવારણ થયા શિવાય માલતીને ચેન પડતું નહિ, આ એક તેનો અંગ સ્વભાવ હતો.

પરંતુ આ સ્વભાવ માલતીનોજ હતો એવું નથી. કોઇ પણ શંકા ઉત્પન્ન થયા પછી તે સયુક્તિક હોય કે ન હોય પણ તેનું નિવારણ કર્યા કે કરાવ્યા શિવાય સ્ત્રી જાતિને ચેન પડતું નથી; પછી તે શંકાનું નિવારણ કરવાથી આપણું, પોતાનું કે પોતાના આપ્તેષ્ટજનનું જીવલેણ નુકસાન થવાનો સંભવ હોય તો પણ સંશયરૂપી પિશાચની આગળ તે અબળાની નિગ્રહ શક્તિ ચાલતી નથી. માલતી જો કે સુશિક્ષિત હતી તો પણ સ્ત્રી જાતિને અનુસાર તેને શંકાનું ગાંડપણ લાગ્યું તેમાં નવાઇ જેવું શું ?

આવી રીતે ઉપરના પ્રશ્નોનું પોતાના મનની સાથેજ સમાધાન કરીને માલતીએ હાથમાંની ચોપડી ઉઘાડી, એટલામાં તેની સામે વિશ્વાસરાવની તે રમ્ય મૂર્તિ આવીને ઉભી રહી.

---

## પ્રકરણ ૯ મું.

---

### માધવરાવની માગણી.

" માધવરાવ, આ વાત તમે પોતેજ તેની પાસે કાઢો. આ "વાતમાં તેનુંજ અનુમોદન ન્યાયદૃષ્ટિથી યોગ્ય થશે. તે હવે નાની નથી, "જાઓ, આમાં તમને યશ થાય એવી મારી ઇચ્છા છે, " નાનાસાહેબ બોલ્યા.

આજે માધવરાવે નાનાસાહેબની પાસે માલતીની માગણી કરી

હતી. હાલમાં માધવરાવને માલતીનું બહુજ ગાંડપણ લાગ્યું હતું; તેના મનમાં આ વાત બહુ દિવસથી ઘોળાતી હતી; પરંતુ નાનાસાહેબની પાસે જાહેર કરવાની તેની હીંમત ચાલતી નહિ. છેવટે આજે તેને પોતાનું મન ખોલીને નાનાસાહેબને પોતાના મનોવિકાર જણાવ્યા.

નાનાસાહેબના કહ્યા પ્રમાણે તે ઉઠયો. માલતીનું બેસવાનું ઠેકાણું તેને ખબર હતું. કારણ ઘણુંખરૂં માલતી પોતાની લીલાને સાથે લઇને બાગમાં જાઇના લતામંડપમાં એકાદ ચોપડી લઇને બેસતી. માધવરાવ છેક લતામંડપમાં ગયો. તેને જોતાંજ માલતીએ હાથમાંની ચોપડી બંધ કરી અને બોલી,

"આવો, માધવરાવ, મારે તમને એક વાત પુછવી છે."

"અને મારે પણ તમને એક વાત પુછવી છે! સારૂં પણ "તમે પહેલાં પુછો છો કે હું પહેલાં પુછું?"

"હું પહેલાં પુછું છું," માલતીએ લીલાને ઉપર ઉંચકતાં ઉત્તર દીધો.

"સારૂં, ત્યારે પુછો."

"બાપા કે'ની કાલે કહેતા હતા કે તમે વિશ્વાસરાવને ઘર-"માંથી કાઢી મુક્યા છે એ વાત ખરી કે, માધવરાવ?"

"હા, ખરૂં, પણ વિશ્વાસરાવ તને કેમ યાદ આવ્યા!"

"આવ્યા, ગમે તેમ! પણ તમે તેને કેમ કાઢી મુકયા?"

"કેમ કાઢી મુકયા? તે એક મહાપાજી મનુષ્ય છે. બાપાને "કેમ ગમતો હતો તે હરિ જાણે. તેની એકેક વાત કહીએ તો તું "સુદ્ધાં તેનો તિરસ્કાર કરીશ. બાપાના મરણને પાંચ દિવસ પણ "થયા નહિ તેટલામાંજ તે મારી પાસે આવીને મીલ્કતનો અર્ધો "હીસ્સો માગવા લાગ્યો. તે વખતે મારી શું સ્થિતિ થઇ, તે પરમેશ્વરજ

" જાણે. તેજ દિવસે મેં વિલ્ કાઢીને જોયું તો તેમાં તેને વિષે એક
" ચુંકાર શબ્દ પણ લખેલો નહોતો. તેર દીવસ પછી ફરીથી તેણે તે
" વાત મારી પાસે કાઢી, ત્યારે માત્ર અમને બેઉને જરાક કચપચ
" થઇ. અને તેજ વખતે મને ખબર પડી કે તેને બેચાર શેઠીયાનું મોટું
" કરજ છે. તે તમારે ત્યાં આવે તો તેને પગીથીયાં ઉપર સુદ્ધાં ઉભો
" રાખશો નહિ. આ મારે જરૂર નાના સાહેબને કહેવું જોઇએ."

માધવરાવનું ભાષણ સાંભળીને માલતી તદ્દન ગુંચવાઇ ગઇ. પરંતુ સરળ સ્વભાવની દોષ રહિત માલતીના મન ઉપર તેની કંઇ પણ અસર થઇ નહિ. ભાઉ સાહેબનો વિશ્વાસરાવ ઉપર અતિશય પ્રેમ હતો, છતાં તેણે વિલની અંદર તેનું નામ તદ્દન તજી દીધું તે માધવરાવનું કહેવું તેને જરા પણ ખરૂં લાગ્યું નહિ. કેટલોક વખત સુધી બન્ને તદ્દન મુંગાં રહ્યાં.

માધવરાવના મનમાં માલતી અને નાના સાહેબનાં મન વિશ્વાસરાવને વિષે બને તેટલાં કલુષિત કરી મુકવાનું હતું, તે પ્રમાણે નાનાસાહેબનો વિશ્વાસરાવને વિષે તેણે ઘણે અંશે મત બદલ્યો હતો. તેમાં માલતીના મન ઉપર પણ અસર કરવાને સારૂ આ વખત તેને સારો લાગ મળ્યો હતો ખરો, પરંતુ હમણાં તેના મનમાં બીજાજ વિચારના તરંગ ચાલી રહ્યા હતા. તે બોલ્યો—

"માલતિ, નાના સાહેબની પરવાનગીથી હું તને એક મહત્વનો
"પ્રશ્ન પુછુંછું, પુછું કે?"

"કયો એટલો બધો મહત્વનો પ્રશ્ન?"

"તું મારાં સુખદુખની ભાગીદાર થા એજ."

"એટલે!"

"માલિ, હું તારા ઉપર ખરાં મનથી પ્રેમ રાખુંછું, અને તેનો બદલો તું પણ—"

લીલીને પોતાના ખોળામાંથી ઉતારી મુકી ને માલતી એકદમ ઉભી થઇ, અને શંકા યુક્ત સ્વરે બોલી, " માધવરાવ—"

" માલિ, હું શું કહુંછું તે બરોબર સાંભળી તો લે. આમ ગભ-
" રાઇ ન જા, બેસ. " માધવરાવે તેનો હાથ પકડીને કહ્યું.

માધવરાવના હાથને તરછોડીને માલતી દૂર થઇ અને તિરસ્કાર-યુક્ત મુદ્રાએ બોલી, " માધવરાવ, આ વર્તન તમને યોગ્ય નથી. હું
"સાફ કહુંછું કે આવી વાત મારાથી બીલકુલ ચલાવી લેવાશે નહિ."

માલતીનો ઉત્તર સાંભળીને માધવરાવ જરા ગુંચવાયો. પરંતુ મનમાં હિંમત ધારીને તેણે માલતીનો જવાનો રસ્તો રોક્યોને બોલ્યો કે " માલિ, હું આજ સુધી આશામાં—"

" માધવરાવ, હું સાફ કહુંછું કે મને જવા દો. તમને આજ
"સુધી હું સભ્ય સમજતી હતી," માલતી ગુસ્સાથી બોલી.

" પછી ! એટલામાંજ હું અસભ્ય થયો કે ? અને તને આટલો
"બધો ગુસ્સો પણ કેમ આવ્યો. આ જો, માલિ, હું શું કહું છું તે
"સ્વસ્થ ચિત્તથી સાંભળ, અને—"

"મને તમારો એક શબ્દ પણ સાંભળવાની ઇચ્છા નથી. મને
"આવી રીતથી અહીં રોકી રાખવાને સારૂ તમારે શરમાવું જોઇએ.
"છોડો મારો રસ્તો, માધવરાવ, આ વર્તન તમને શોભતું નથી."

" પણ મારૂં કહેવું તો સાંભળ—"

માલતીએ તિરસ્કારથી માધવરાવની સામે જોઇને ગુસ્સાથી તેને ઝટ વટાવી મંડપ બહાર નીકળી ગઇ.

માધવરાવ તદ્દન ખસિયાણો પડી ગયો. કેટલોક વખત સુધી માલતી ગઇ તે રસ્તાપર જોતો તે ગાંડાની માફક સ્તબ્ધ ઉભો રહ્યો. થોડી વારમાં તેને કંઇપણ વિચાર થયો હોય એવું દેખાયું. તેણે પોતાની

મંડપને અડકેલી લાકડી લીધી ને લતામંડપ બહાર નીકળ્યો. જતી વખતે તેના મ્હોંમાંથી, "જશે ક્યાં, કરીશજ વશ," એટલા નિશ્ચયાત્મક શબ્દ બાહેર નીકળ્યા.

## પ્રકરણ ૧૦ મું.

### "યાદ રાખી મુક"

આજે નાનાસાહેબને ત્યાં શાની ધામધુમ છે! વાલકેશ્વરમાં માલતીને સારૂ બાંધવા માંડેલો બંગલો ઘણોખરો તૈયાર થઇ ગયો હતો ને આજ તે બંગલાનું વાસ્તુ હતું, તેથી ત્યાં જવા સારૂ સર્વની એક સરખી ગડબડ ચાલી રહી હતી. તે નવા બંગલામાં ગાયનને સારૂ અને ચાહપાર્ટીને સારૂ નાના સાહેબે પોતાના મિત્ર મંડળને આમંત્રણ કર્યું હતું. આમંત્રિત મંડળીમાં વિશ્વાસરાવને પણ માલતીના આગ્રહ ઉપરથી નોતરવામાં આવ્યો હતો. બંગલો તૈયાર થાય ત્યાં સુધી વિશ્વાસરાવને ચાર આઠ દિવસે કામની તપાસ કરવાને સારૂ વાલકેશ્વર જવું પડતું. કારણ આ બંગલાનો કૉંટ્રાકટ સ્મિથ્ ઍન્ડ બ્રાઉન્ સાહેબોએજ લીધો હતો. આજ વાસ્તુ હોવાને લીધે જમ્યા શિવાય ઘણો ખરો વખત વિશ્વાસરાવનો તે બંગલામાં ગયો હતો.

વિશ્વાસરાવ ઉપરની અગાસીમાં છે, એ માલતીને ખબર પડતાંજ આવનાર મંડળીની આગતા સ્વાગતા કરવી છોડી દઇને તે ઉપર અગાશીમાં ગઇ. પ્લાન બતલાવ્યા પછી આઠ મહીનામાં વિશ્વાસરાવનો અને માલતીનો આ બીજી વખતજ મેળાપ થયો હતો.

માલતીને ઉપર આવતી જોતાંજ વિશ્વાસરાવ ઉઠીને ઉભો થયો. આ જોઇને તે સ્મિત વદનથી વિશ્વાસરાવના મુખ તરફ જોતી બોલી,

" બેસો, બેસો, ઉઠો છો કેમ ? આજ કેટલે બધે દીવસે હું તમને
" જોઉં છું. "

" તાબે સાહેબ, હું આપની પાસેજ છું. ઘણુંખરૂં મારૂં અહિં
" આવવાનું આઠ પંદર દિવસે થાય છેજ. " આ વિશ્વાસરાવના બોલવા
તરફ માલતીનું બીલકુલ ધ્યાન નહોતું. તેના મનમાં તે વખતે
જુદાજ વિચાર ચાલતા હતા. તેને વિષે માધવરાવે કહેલી હકીકતને
સારૂ તે આજ તેના ચહેરા ઉપર તાકીને જોતી હતી. કેટલેક વખત
તે વિશ્વાસરાવના મ્હોં સામું જોઇ રહી હતી. પરંતુ માધવરાવના
એક પણ વાક્યની સત્યતા તેના ચ્હેરા ઉપર દેખાતી નહોતી, એમ
છેવટે તેનું મન તેને સાક્ષી દેવા લાગ્યું-

પ્રિય વાંચકો ! પ્રેમનો શું આ પ્રકાર હશે વારૂ ?

માલતી વિશ્વાસરાવ ઉપર પ્રેમ રાખતી હતી કે ?

આનો ઉત્તર હજી ખાત્રીથી આપી શકાતો નથી, કારણ તેનો
આ બીજીજ વખત મેળાપ થયો હતો. તેમાં વિશ્વાસરાવને વિષે તેણે
આઠ મહીનામાં ઘણી ખરાબ વાતો સાંભળી હતી. ત્યારે તેના પ્રેમ
વિષે કંઇ નક્કી ઉત્તર દઇ શકાય નહિ, પરંતુ એટલી વાત તો ખરી
જ કે જોકે તેણે તેને વિશે આટલી બધી ખરાબ વાતો સાંભળી હતી,
તોપણ તેના અંતઃકરણમાં તેના મનમાં અકસ્માત થયો તે દિવસ-
નોજ મનપ્રેરિત પાયા-શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થયો હતો. હશે ! પ્રેમ એ
એક અલૌકિક વસ્તુ છે. તેને રંગ નથી જોઇતો, રૂપ નથી જોતું,
કે કંઇ નથી જોતું. તે કોની ઉપર ક્યારે ને કેવી રીતે બંધાશે એ
કહી શકાતું નથી. સૃષ્ટિ નિયમ પ્રમાણે વનસ્પતિનાં બીજ જ્યાં સારાં
વધી શકે એવે સ્થળે હવામાંથી જઇને પડે છે. તેજ પ્રમાણે દ્વેષની
અથવા પ્રીતિની, દુઃખની અથવા આનંદની, પ્રેરણા કરનારી આ એક

વિલક્ષણ શક્તિ સંસારમાં ભ્રમણ કરે છે. તે શક્તિ મનુષ્યના અંતઃકરણમાં જેવો વિચાર ચાલ્યો હોય તેવી મનોવૃત્તિ પ્રગટ કરે છે. એજ શક્તિએ માલતીના હૃદયમાં પ્રવેશ કર્યો હતો.

પોતાની તરફ માલતી એકી નજરે જોય છે એ જ્યારે વિશ્વાસરાવના ધ્યાનમાં આવ્યું ત્યારે તેને જરા આશ્ચર્ય લાગ્યું, ને વિષય બદલવાના હેતુથી તે બોલ્યો, " તાઇ સાહેબ, આપે બારીનો પ્લાન " હજી પણ પસંદ કર્યો નથી. ત્યારે આ પ્લાનમાંથી એકાદ પસંદ "કરો છો કે ? "

" હા—ના—પણ,—" માલતી ગુંચવાયેલાની જેમ બોલી. ઘડી એક પછી એકદમ કંઇ યાદ આવ્યાની જેમ તે પાછી બોલી, " વિ- " શ્વાસરાવ, હું તમને એક વાત પુછું છું તેનો તમે જવાબ દેશો કે ?"

" આ શું પુછવું, તાઇ સાહેબ ? તમે કહેશો તે પ્લાન હું–"

"હું કાંઇ પ્લાનને વિષે પુછતી નથી. મેં તમારે વિષે એક "વાત સાંભળી છે.—"

" મારે વિષે ! "

" હા, તમને ઘણું કરજ છે એમ કહે છે. "

" મને ? "

" હા. "

" ના, જરા પણ નથી; આ વાત તદ્દન ખોટી,–" વિશ્વાસરાવે ઘણાજ આશ્ચર્યથી ઉત્તર આપ્યો.

" અને તે કર્જને લીધેજ તમે તમારા બાપાના મરતાંજ ઇસ્ટેટનો " અર્ધો હિસ્સો માગ્યો, ને તે માધવરાવે આપ્યો નહિ તેથી તેની " સાથે તમે ઘણું લડયા. "

આ સાંભળતાંજ વિશ્વાસરાવ તદ્દન ચકિત થયો. તેના અશુભ

પુછનારામાંથી કોઇએ આ મુદ્દો કાઢયો હશે એમ તેને લાગ્યું ને તે બોલ્યો,

" ઇસ્ટેટને માટે મારા મ્હોંમાંથી આજ સુધીમાં એક બોલ
" પણ નીકળ્યો નથી. ઇસ્ટેટનો ને મારો શું સંબંધ ? બાપાએ મારૂં
" લાલન પાલન કરીને શિક્ષણ આપ્યું એજ મને તેણે મોટી ઇસ્ટેટ
" આપી છે, એમ હું સમજુ છું. બાપાનો પ્રેમ–"એટલાજ શબ્દ વિશ્વાસરાવે ઉચ્ચાર્યા. આગળ તેને એકાએક રડવાનાં ડુસકાં આવ્યાં. આ તેની સ્થિતિ જોતાંજ માલતીના કોમળ મનને વિલક્ષણ પ્રેમનો સ્પર્શ થયો ને તેના પણ નેત્રમાંથી અશ્રુ વહેવાં લાગ્યાં. થોડીવારે વિ-શ્વાસરાવે પુછ્યું, " તાઇ સાહેબ, આ ખોટી વાત તમને કોણે કહી ?"

થોડીવારે માધવરાવે કહેલી સર્વ વાત માલતીએ તેને કહી, અને વિશ્વાસરાવે પણ ધીમે ધીમે બાપાસાહેબના મરણથી તે સર્વ હકીકત માલતીને કહી, ત્યારે તેનું મન ઘણુંજ હલકું પડયું. તે સર્વ હકીકત સાંભળીને માધવરાવના એકંદર વર્તનને વિષે માલતીના શરીર ઉપર રૂંવાટાં ઉભા થયાં. એટલામાં, પોતે કેટલા ભયંકર વર્તનનો છે, એ બતલાવવાને સારૂંજ, જાણે, માધવરાવ ઉપર આવ્યો. તેને જોતાંજ બન્નેનાં અંગમાં ખરેખરજ કંપ ઉત્પન્ન થયો.

" માલિ, અમે તને કેટલોએ વખત થયો નીચે શોધીએ છીએ, અને તું તો અહીં ઉપર— "

" હું પ્લાન વિષે વિશ્વાસરાવને પુછતી અહીંજ આટલો વખત હતી. " પ્રથમ માલતી જરા ગુંચવાઇ, પરંતુ તેટલામાં તેને તે વાત યાદ આવવાથી તે વખત સંભાળી લીધો, અને માધવરાવ તરફ કિંચિત્ ગુસ્સાથી જોતી જોતી તે જલદીથી દાદર ઉતરી નીચે ચાલી ગઇ.

ઘડીભર માધવરાવ તેની તરફ જોઇ રહ્યો. તે વિશ્વાસરાવની

સાથે એકલીજ વાત કરતી હતી એ જોઇને તેના મનમાં લ્હાહ બળવા લાગી. તેણે કૂર દૃષ્ટીથી વિશ્વાસરાવની તરફ જોયું ને ગુસ્સાથી પુછયું,

"કેમરે વિશ્વાસ, તું અહીં કેમ ?"

"આજ મને અહીં આવવાનું આમંત્રણ છે."

"તને આમંત્રણ! ઠીક. પછી માલતીની સાથે અહીં એકલોજ "શું કરતો હતો ?"

"પ્લાન સંબંધી તે મને પુછતી હતી."

આ વિશ્વાસરાવનો સૌમ્ય ઉત્તર સાંભળીને માધવરાવનો ગુસ્સો તો વધારે પ્રકટયો. તે ગુસ્સાથી બોલ્યો, "પ્લાનબાન હું કંઇ પણ સમ-"જતો નથી. પરંતુ આ પછી તું જો માલતીની સાથે બોલવાનો પ્રયત્ન "કરીશ તો તેનું પરીણામ બહુજ ભયંકર આવશે, સમજ્યો કે ?"

"પણ—દાદા,—"

"તું મને દાદા કહીને બોલાવતો નહિ. હલકટ માણસ, તારી "અને માલતીની બરોબરી કરે છે શું ?"

"મને ખબર છે, તેની અને મારી બરોબરી થઇ શકવાની "નથી. પણ કામને લીધે મારે તેને ઉપરા છાપરી મળવું પડશે. હજી "પણ આ પ્લાન તેને દેખાંડવાના છે."

"કંઈ નથી બતલાવવાનું. અને હું તને બીજું પણ કહી મુકું "છું કે મેં તેને સારૂ નાનાસાહેબની પાસે માંગણી કીધી છે. તેથી, "તું તેની સાથે પરિચય રાખશે કે મારા માર્ગમાં આડે આવશે તો "મને બીલકુલ પાલવશે નહિ."

"હું શું—"

"ચૂપ. બોલતો નહિ. તેંજ તેના મનમાં મારે વિષે ખોટો "ગ્રહ ઉત્પન્ન કીધો છે. તું બહુ પાજી માણસ છે, પરંતુ યાદ રાખી

"મુક, હું પણ તને પુરો પડીને વધીશ. તું શું સમજે છે? આ ઉપર "તને આ ઘરમાં આવવાનુંજ બંધ કરૂં છું." બોલતાં બોલતાં માધવરાવનો ગુસ્સો તદ્દન અપાર થયો. તે આગળ બોલ્યો, " હવે અહીં "ક્ષણ સુદ્ધાં ઉભો રહેતો નહિ. થા ચાલતો, જાય છે કે નહિ અહીંથી ! "

" દાદા, આ તારો મારા ઉપર વ્યર્થ રોષ—"

" તદ્દન બોલતો નહિ જા—"

હવે અહીંથી જવું એજ યોગ્ય છે એમ વિચાર કરીને વિશ્વાસરાવ જડ મનથી કોઇને પણ મળ્યા શિવાય ત્યાંથી નીકળી ગયો.

સરદારગૃહમાં આવ્યા પછી ભોજન થઈ રહ્યા બાદ બીછાનું તૈયાર થતાંજ વિશ્વાસરાવ તે ઉપર જઇને પડયો, પણ તેને ઉંઘ આવી નહિ. માધવરાવના બોલેલા પ્રત્યેક શબ્દના ભણકારા તેના કાનમાં ઉપરા ઉપર પડી તેના હૃદયને ગુંચવી નાંખતા હતા.

પરંતુ તેનું તેને કંઇ વિશેષ લાગ્યું નહિ. તે આજે જુદાજ વિચારમાં નિમગ્ન થયો હતો. કંઇક વખત પછી વિશ્વાસરાવે ઉઠીને બારી ઉઘાડી. બહાર તારાનો ઝાંખો પ્રકાશ પડતો હતો; તે ગંભીર અંધકારમાં નક્ષત્રોથી વિભુષિત આકાશ તરફ સ્થિર દૃષ્ટિએ જોતાં તેના શાંત અને નિલજીવનાકાશમાં તે માલતીની રમ્યમૂર્તિ વિજળીની જેમ એકદમ ઝળકી, અને તેના તે તેજે વિશ્વાસરાવનાં નેત્ર અંજાઈ ગયાં. તેને લીધે આટલા દિવસ સુઈ રહેલા વિચાર, ઉદ્વેગ અને મનોવૃત્તિ તેના હૃદયમાં એકદમ જાગૃત થયા. તે આનંદમૂર્તિ તેના હૃદય કમળ ઉપર ઝળકવા લાગી. તેનાં તે ભ્રમર સરખાં કાળાં પાણીદાર નેત્ર, રક્તવર્ણા હોઠ, કાજળ સરખા કાળા કેશ કલાપ, ધનુષ્યાકાર ભ્રૂયુગલ, એક પછી એક તેની સામે આવવાં લાગ્યાં. તે સ્નેહથી પૂર્ણ એવાં નેત્ર, તે પરવાળાં જેવા હોઠ, તે ચિત્ત હરણ કરનારૂં લાવણ્ય, એ તૃષ્ણા-

મિથી વિશ્વાસરાવનું હૃદય ડોળાય છે, તેટલામાંજ તેને માધવરાવે માલતીને સારૂ માગણી કીધી છે એનું સ્મરણ થયું.

રાત અર્ધવિતી હતી, પરંતુ વિશ્વાસરાવને વિચાર છોડતો નહોતો. બારીના સળીયા ઉપર હાથ મુકીને તે વિચારમાં નિમગ્ન થયો હતો. બાહેર જગત સર્વે શાંત અને નિદ્રાને આધીન થયું હતું પણ તેના મનમાં વિચારની બહુજ ગડબડ ચાલી રહી હતી.

તરુણ અવસ્થામાં મનુષ્યની આશા બહુ બળવાન હોય છે. માણસ એકાએક નિરાશ થતાં નથી. ન મળી શકે એવી પણ વસ્તુ મેળવી શકશે એમ તે માને છે. અસંભવિતને સંભવિત સમજે છે. વિશ્વાસરાવના વિચાર કંઇક વખત પછી શાંત થયા ને તે પથારીમાં જઇને પડયો. તે દિવસે તેની નિદ્રા સ્વપ્નથીજ ભરેલી હતી ને તે સર્વે સ્વપ્નાં માલતીનાંજ હતાં.

## પ્રકરણ ૧૧ મું

### બેટા, હું હાર બુડયો!

વાલકેશ્વરનો બંગલો પુરો થવાને એક વર્ષ થવા આવ્યું છે. આ બંગલાનું ઘણું ખરૂં સર્વે કામ વિશ્વાસરાવની દેખરેખ નિચે થયું એ વાંચકોએ જાણ્યુંજ હશે. તે વખતની તેની હોંશીયારી, કામની ચતુરાઇ અને વ્યવસ્થિતપણું જોઇને સ્મિથ્ સાહેબે તેને પોતાના હાથ નીચે લીધો અને દર માસનો સો રૂપિયા પગાર ચાલુ કર્યો. થોડા દિવસ પછી સ્મિથ સાહેબનો ભાગીદાર બ્રાઉન્ સાહેબ પ્રકૃતિ અસ્વસ્થ હોવાને લીધે વિલાયત ગયો ત્યારથી તેના સર્વે જોખમના કામ વિશ્વાસરાવ કરવા લાગ્યો. તે કામ તે એટલી ચતુરાઇથી

કરતો હતો કે જાણે પોતાનો ભાગીદારજ કામ કરે છે એમ સ્મિથ સાહેબને લાગતું હતું. વિશ્વાસરાવ ઉપર તેનો પૂર્ણ વિશ્વાસ બેઠો. તેણે માટુંગા રોડ પર કોઇ ભાટીયા અને વાણીયાના બંગલા બનાવવાનાં કેટલાંક કૉન્ટ્રાક્ટ લીધાં હતાં તે કામની દેખરેખ કરવાને સારૂ સ્મિથ સાહેબે ત્યાં એક સ્વતંત્ર ઓફીસ ઉઘાડી અને તે કામ ઉપર વિશ્વાસરાવને નીમ્યો. વિશ્વાસરાવ હવે ઘણોખરો સ્વતંત્ર થયો હતો. તેને કોઇ પણ જાતની કાળજી હતી એમ નહોતું. સાહેબની પૂર્ણ મહેરબાની, સ્વતંત્ર ઓફીસ, મોટો પગાર, વગેરે વાતનો વિચાર કરતા તે સુખી હતો. પરંતુ તેનું મન બહુ ઉદાસ રહેતું. મનોહરરામ પેઢીવાળાના વાલકેશ્વરના બંગલાનું વાસ્તુ થયું તે દિવસે માધવરાવની સાથે તેને તકરાર થઇ, ત્યારથી એક વર્ષ સુધી તેનો અને માલતીનો મેળાપ થયો નહિ. વાસ્તવિક રીતે તેને મળવાનું હવે કાંઇજ કામ રહ્યું નહોતું. પરંતુ તેણે તેના મનને વિલક્ષણ ચટકો લગાડયો હતો. એક વખત જઇ માલતીને મળવું એવી તેને હંમેશ ઇચ્છા થતી. પરંતુ તેનું અભિમાની મન તે ઇચ્છાને વશ થતું નહિ.

"માલતીને સારૂં મેં નાના સાહેબની :પાસે માગણી કરી છે "તેથી તેની સાથે તું પરિચય રાખશે તે મને બીલકુલ પાલવશે નહિ," એ દાદા સાહેબના શબ્દ અને તેણે પોતાની હલકટમાં કીધેલી ગણના વિશ્વાસરાવ ભુલ્યો નહોતો. અસ્તુ.

સવારના વખતે નાના સાહેબ દિવાનખાનામાં એક કોચની ઉપર બેઠા હતા. એક ખુરસી ઉપર બાઇ સાહેબ અને એક ખુરસી ઉપર માલતી પોતાની લીલીને મોંમાં લાકડી પકડતાં શીખવતી હતી.

"માલિ ! પછી તારો શું વિચાર થયો ?" નાના સાહેબે પુછયું.

"શાનો વિચાર ? હું આ પરીક્ષામાં બેસીશ."

" હું તે નથી પુછતો. પણ માધવરાવને શું ઉત્તર આપું તે કહે."

"બાપા, મને શું કામ ફરી ફરી તેને તેજ પુછો છો ? મેં બે
"વખત તેની સમક્ષજ આનો ઉત્તર આપ્યો છે. બાપા, હું કદી પણ
"તેની સાથે લગ્ન કરીશ નહિ." માલતીએ જરા જોરથીજ
ઉત્તર આપ્યો.

"પણ માલિ, તને માધવરાવમાં એવો શું અવગુણ દેખાયો ?"
માઇ સાહેબ વચ્ચેજ બોલ્યાં.

" માઈ, મને તે કંઈજ સમજાતું નથી, અને હું તેની સાથે
" લગ્ન પણ કરવાની નથી."

"બેટા, આમ ગાંડાં જેવું કરીએ નહિ, માબાપનું સાંભળવું
નહિ, એજ કે તારા શિક્ષણનો ઉપયોગ !" નાના સાહેબ બોલ્યા.

" પણ, બાપા, તમે આમ કેમ મારી પાછળ લાગ્યા છો! હું
" હવે ખરૂં કહુંછું કે આ પરીક્ષા આપ્યા પહેલાં મને લગ્નજ કરવાં નથી."

" ભલે, તેમ કાં થાય ના," માઇ સાહેબ નાના સાહેબ તરફ
વળીને બોલ્યાં, " તમે માધવરાવને, આટલા દિવસ ગયા તેમ થોડા
દિવસ થોભો, એમ કહો ?"

" માઇ, હું હવે સાફ કહું છું હું માધવરાવની સાથે કદીપણ
" લગ્ન કરીશ નહિ. ખાલી શું કામ તમે મારી પાછળ લાગો છો ?"

એટલામાં કાળુશા–નાના સાહેબનો મુનીમ–ગભરાતો ગભરાતો
અંદર આવ્યો. પરંતુ નાના સાહેબ એકલા નથી તે જોઇને જરા
અચકાયો. ત્યારે માઇ સાહેબ બોલ્યાં,

" કેમ, મુનીમજી, આમ ગભરાઓછો કેમ ?"

" કંઇ નહિ. શેઠજી, જરા બહાર આવશો કે !"

નાના સાહેબ સુદ્ધાં તેના આ વર્તનથી જરા ઘોંટાળામાં પડ્યા,

તેણે માલતીને અને માઇ સાહેબને બહાર જવા ઈશારત કરી.

કાળુશાએ તેની પાસે ધીમા અવાજથી કંઈ શબ્દ ઉચ્ચાર્યા, તે સાંભળતાંજ નાના સાહેબ એકદમ ઉઠી ઉભા થયા ને મોટેથી બોલ્યા, "કાળુશા, તમે આ શું કહો છો ? અરે બાપરે ! અરે ભૈયા, ગાડી "જોડવાનું કહે—જલદી કહે."

દીવાનખાનામાં થએલી ગડબડ સાંભળીને બન્ને ગભરાઇ ગયાં. કંઇ પણ ગરબડ થઈ છે ખરી પરંતુ તે જાણવાનો તેને માર્ગ નહોતો, કારણ નાનાસાહેબ અંગરખોને પાઘડી પહેરીને કાળુશાની સાથે બહાર ગયા.

બે વાગ્યા પરંતુ નાનાસાહેબનો પત્તો નહોતો, ઘરમાંનાં સર્વ નાનાં મોટાં માણસના ચ્હેરા ફીક્કા પડી ગયા. તપાસ કરવાને સારૂ પેઢી ઉપર માણસ મોકલ્યું હતું, તે પણ હજુ આવ્યું નહોતું. તેની વાટ જોતાં માઇ સાહેબ એક કોચ ઉપર બેઠાં હતાં, અને પાસેજ માલતી ત્યાં આમથી તેમ ફરતી હતી.

ત્રણ વાગવાને સુમારે ગાડી આવી. તેની સાથે બન્ને ઉઠીને બહાર આવ્યાં. કાળુશા અને એક અંગ્રેજ દાક્તર પહેલા નીચે ઉતર્યા. કાળુશાનું મ્હોં નિસ્તેજ, સખેદ અને ઝાંખું થઇ ગયું હતું. તે માઇ સાહેબની પાસે આવીને બોલ્યો, "માઇ સાહેબ, નીચેના દિવાનખા- "નામાં શેઠ સાહેબને સારૂ પથારી નાંખવાની પહેલાં વ્યવસ્થા કરો."

માઇ સાહેબ અંદર ગયાં અને માલતી એક થાંભલાની જેમ સ્તબ્ધ ત્યાંજ ઉભી રહી. થોડીવારમાં નાના સાહેબને બેશુદ્ધ સ્થિતિમાં ગાડીની બહાર કાઢયા. દાક્તરે તેનો જમણો હાથ પકડયો હતો. વડીલની આ સ્થિતિ જોતાંજ માલતીને એકદમ ચક્કર આવ્યાં, ને તે ધબ લઇને નીચે ફરાસબંધીની જમીન ઉપર પડી.

સર્વ ઘરમાં એકદમ કોલાહલ મચી રહ્યો. આ બધું થવાનું કારણ આર્બુથનૉટ કંપનીએ દેવાળું કાઢયું એ હતું. આ બૅંકનું દેવાળું નીકળતાની સાથે એક ઘડીમાં નાના સાહેબ લક્ષાધિપતિના એકદમ કંગાળ થઇ ગયા

બે દિવસ થયા નાના સાહેબ બેશુદ્ધ સ્થિતિમાંજ હતા. માલતી જરા હરવા ફરવા લાગી હતી.

નાના સાહેબના ઓશીકાની પાસે દાક્તર સાહેબ બેઠા હતા. ત્રીજે દિવસે તે જરા શુદ્ધિમાં આવ્યા, તેણે નેત્રો ઉઘાડયાં તો તેની દ્રષ્ટી પાસે બેઠેલી માલતીના ઉપર પડી. ત્યારે તેના વાંસા ઉપર પોતાનો નિસ્તેજ હાથ મુકીને તે ગદગદીત અવાજે બોલ્યા, "બેટા, હું "હાર મુકયો. હવે તમારૂં કેમ થશે. ?" આગળ પછી તેને દાક્તરે બોલવા ના કહી.

પોતે કંગાળ થયા એ ભયંકર ધક્કાને લીધે ચોથે દિવસે નાના સાહેબનું બેશુદ્ધ સ્થિતિમાંજ દેહાવસાન થયું ! ! !

## પ્રકરણ ૧૨ મું.

### ગરીબીનો સંસાર.

વાંચકો ! પેલું સામે નાનું સરખું ઘર કોનું છે વારૂ ? ઓળખી શકશો કે ? શું કહ્યું ? નહિ ! તે ઘર કોનું છે એ તમને પણ ક્યાંથી સમજાય ? આ અફાટ મુંબઇ શહેરમાં કેટલાંએ ગરીબનાં ઘર છે, તેમાંનુંજ આ એક. પરંતુ આ ઘરમાનાં માણસો માત્ર તમને તદન ખાસ પરિચિત છે. તેનાં નામો અહીં દેવા કરતાં આપણે સર્વ જન અંદરજ પ્રવેશ કરીએ ! પણ ઉભા રહો ને જુઓ ! એક તરૂણી

બહાર આવીને કોનું કામ છે, એમ પુછે છે! અરે! આતો માલતી! અરેરે, શું આ તેની સ્થિતિ! તેના મુખ ઉપરનું પુર્વેનું સર્વ તેજ જતું રહ્યું છે. પ્રિય વાંચકો, આ ઘરમાં કોણ રહે છે તેની હવે તો ઓળખાણ પડીને !

નાના સાહેબના મરણ પછી માલતીએ તેના લેણદારાનું પૈએ પૈ લેણું આપી દેવાનો નિશ્ચય કર્યો, અને તેને લીધે તેને ઘણો ખરો ઘર વખરો વેચી નાંખવો પડયો. એકંદર સર્વ દેવું ચુકવ્યા પછી બાકી સાત–આઠસો રૂપિયા રહ્યા. વિપત્તિ વખતે ધૈર્યથી દિવસ કાઢવાને ખરેખર બહુજ ધૈર્યવાન મનુષ્ય જોઇએ. માલતીએ આ ચાર મહિના બહુજ ધીરજથી કાઢયા; તે માટે તેની પ્રસંશા કરીએ એટલી થોડીજ છે. માધવરાવે તેનો આ વખતે બહુ છળ કીધો, પરંતુ તેણે તેની એકે પ્રકારની મદદ લીધી નહિ. કેટલીએ રીતથી જો કે માધવરાવનો તેણે તિરસ્કાર કર્યો હતો, તોપણ તેને વશ કરવાનો માધવરાવનો પ્રયત્ન ચાલુજ હતો. એક બાજુથી માઇ સાહેબને પણ પોતાની તરફ વાળવાના પ્રયત્ને તે લાગેલો હતો, અને માલતીને વશ કરી લેવામાં તે એક સાધનરૂપ થશે એવી તેની માન્યતા હતી, તેથી માઈ સાહેબની ગરજો પૂર્ણ કરવાનો ક્રમ તેણે શરૂ રાખ્યો હતો.

બાહેર હવા ખાવાને જવા સારૂ માધવરાવ આજે ગાડી મોકલવાના હતા. પરંતુ બહાર જવું કે ન જવું આ માઇ સાહેબ આગળ એક પ્રશ્નજ હતો. પોતાની સાથે આવવાને તેણે માલતીને પુછ્યું, પરંતુ માલતીએ તો સાફ નાજ કહી. પાંચ વાગે માધવરાવની ગાડી આવી, ત્યારે માઇ સાહેબ એકલાંજ ફરવા ગયાં. ઘરમા એકલી માલતીજ હતી. માઈ સાહેબને જવાને થોડોજ વખત થયો હતો. માલતીએ બહારનો દરવાજો બંધ કરી લીધો હતો. માલતી એકલીજ

પોતાનો વર્તમાનકાળનો વિચાર કરતી બેઠી હતી. સંધ્યાકાળ થયો તોપણ બાઇ સાહેબના પાછાં આવવાનાં કાંઇ ચિન્હ દેખાયાં નહિ. એટલામાં દરવાજાને કોઇએ પણ ખખડાવ્યાનો અવાજ થયો. પહેલાંતો ખખડાવનાર માધવરાવજ હશે એમ તેને સંશય થયો, ને આજે બને તો માધવરાવને સારી પેઠે ધધડાવવાનો તેણે નિશ્ચય કરીને દરવાજો ઉઘાડયો. પરંતુ માધવરાવને બદલે તેને વિશ્વાસરાવ દેખાયો. તેની સાથે તે જરા પાછળ હઠી. વિશ્વાસરાવને જોઇને તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. અંદર આવ્યા પછી કેટલોક વખત સુધી વિશ્વાસરાવની માલતી તરફ જોવાની ધીરજ રહી નહિ. લગભગ બે વર્ષ થયાં, વિશ્વાસરાવ માલતીને મળ્યો નહોતો, કારણ વાસ્તુક્રિયાને દિવસે દાદાસાહેબના બોલેલા શબ્દો તેના મનમાં હજી પણ જાગૃત હતા; પરંતુ માલતીએ દાદાસાહેબની માગણીનો અસ્વીકાર કીધો એ તેને થોડા દિવસ પહેલાં ખબર પડી, અને તેમાં માલતીના કુટુંબ ઉપર આ આવો ભયંકર પ્રસંગ આવ્યો, ત્યારે હવે એક વખત માલતીને જઇને મળવું એ આપણો ધર્મ છે, એમ સમજીને વિશ્વાસરાવ આજે આવ્યો હતો.

વિશ્વાસરાવે ઉંચું જોયું તો માલતીના નેત્રો પાણીથી ભરેલાં છે એમ તેણે જોયું. તે બોલ્યો, "માઇ સાહેબ, હવે રડીને શું ફાયદો "છે. ખરે, આવી વિપન્નાવસ્થામાં તમારી કસોટી જોવાના ઉદ્દેશ-"થીજ આવા દુઃખના દિવસો પરમેશ્વરે તમને આપ્યા છે. તો "પરમેશ્વર ઉપર ભરોંસો રાખો, એટલે આ દિવસ પણ જશે. ધૈર્ય "ખોઈ નાંખશો નહિ."

માલતીએ કંઇજ ઉત્તર આપ્યો નહિ. ત્યારે વિશ્વાસરાવ વિષય બદલીને, આગળ બોલ્યો, "માઇસાહેબ કેમ દેખાતાં નથી?"

"માઇ, બહાર ફરવાને ગઇ છે;" માલતીએ થોડીવારે ઉત્તર આપ્યો.

ઘરમાં વડીલ માણસ ન હોવાથી પોતાને વધારે વખત બેસ-
વાનું વિશ્વાસરાવને ઠીક લાગ્યું નહિ. ઘડીએક પછી તે બોલ્યો, "માઇ
"સાહેબ, ધીરજ ધરો. ધીમે ધીમે આએ દિવસ જશે. સુખના દિવસ
"આપણેજ ભોગવ્યા અને હવે દુખનાએ દિવસ આપણેજ ભોગવવા
"જોઇએ. ઠીક, ત્યારે, તાઇસાહેબ, જઇશ હું હવે," એમ બોલીને વિ-
શ્વાસરાવ ઉઠયો ત્યારે દીન થએલાં વદને માલતી બોલી, "વિશ્વાસ-
"રાવ, માઇના આવતાં સુધી મારી સોબતે નહિ બેસો? તે-મા-
"માધવરાવની મને બીક લાગે છે."

"કોની બીક લાગે છે?" વિશ્વાસરાવે એકદમ પુછ્યું.

"કોઇની નહિ."

"તમે હમણા માધવરાવ કરીને કહ્યુંને?"

વિશ્વાસરાવ માલતીનો ઉત્તરની વાટ જોતો તેના મુખ તરફ
જોવા લાગ્યો. કંઇક વખત સુધી તેણે ઉત્તર દીધો નહિ. પરંતુ એકા-
એક તેને મોટાં ડુસકાં આવવાં લાગ્યાં, ને તે ડુસકાં ભરતી ભરતીજ
બોલી, "શું કહું? આ માધવરાવે મારી સાથે એક સરખો છળ
"કરવા માંડયો છે."

"ત્યારે તમે તેને અહીં આવવાનું કેમ બંધ નથી કરતાં?"

"હું કોણ કરનાર? માઇને કહ્યું, પણ, તે પણ તેની તરફથીજ
"એવું બોલે છે, કારણ તેની ગરજી માધવરાવ બહુ સંભાળે છે.
"વિશ્વાસરાવ, શું કરૂં?" માલતી તદન દીન સ્વરે બોલી.

આ તેનું કહેવું સાંભળીને વિશ્વાસરાવના મનમાં અતિશય કલેશ
થયો. તેને શું ઉત્તર દેવો એજ તેને સુજ્યું નહિ. માઇસાહેબને માધ-
વરાવ પૈસાની સહાયતા કરતો હશે તેથીજ તે સુદ્ધાં તેની બાજુની

થઇ ગઇ હશે, એમ ધારીને તે બોલ્યો, "તાઇસાહેબ, તમને ખરાબ લાગે નહિ તો હું બોલું."

"નહિ ખરાબ લાગે,-કહો તમે એનો કાંઇ પણ ઉપાય."

"માધવરાવ આપને ઘરખર્ચના પૈસા આપતા હશે, તેથી માઇ-
"સાહેબ તેની તરફેણના થયાં—"

"છટ્-છટ્, માધવરાવે એક પૈ સુદ્ધાં આપી નથી, અને તેની
"એક કોડી પણ અમને નહિ જોઇએ."

"પણ-તે પૈસા આપે છે કે નહિ એ, તાઇસાહેબ, તમને ખબર
"નહિ હોય; અને એમ હોય તો હું આપને સાહાય્ય કરવાને કબુલ છું.
"આપને ઉપયોગી થવાને માટે મને કેટલોએ આનંદ—"

"આપ બહુ દયાળુ છો, વિશ્વાસરાવ, પણ-અમને પૈસાની બીલ-
"કુલ જરૂર નથી. મારી પાસે છે હાલ સાત-આઠસો રૂપિયા."

"તાઇ સાહેબ, તે આપને કેટલા દિવસ પહોંચશે."

"પહોંચશે તેટલા દિવસ પહોંચશે. આગળ કંઇ પણ શીવણ-
"ભરતકામ-"

"નહિ નહિ તે કઠણકામ-"

"મારાથી થશે નહિ કહો છો, નહિ વારૂં?"

માલતીનો આ દૃઢ ઉત્તર સાંભળીને વિશ્વાસરાવની ખાત્રી થઇ કે ભરતજ શું પણ તેનાથી પણ કઠણ કામ માલતી હવે કરશે.- અને બરોબરજ છે, પ્રસંગ સર્વને શીખવે છે એ કહેવું ખરૂંજ છે!

"તેમ નહિ, તાઇસાહેબ, પણ તમે મને પારકો કેમ સમજો
"છો! તમારા આશિષથી સારા દિવસ—"

"વિશ્વાસરાવ, વધારે આગ્રહ કરશો નહિ. તમારો સ્વભાવ

"ઘણોજ દયાળુ છે તે બોલીને શું કહું? તમારો મારા ઉપર બહુ
"ઉપકાર થયો છે. હું આપની જન્મભર આવીજ ઋણી રહીશ !"

"પછી તમે મને પારકોજ સમજો છો ને?"

"ન-હીં."

આ છેવટના પ્રશ્નનો માલતીથી તાબડતોબ જવાબ દેવાયો નહિ ! એટલામાં દરવાજામાં ગાડી આવી ઉભી રહી. માઇ સાહેબ નીચે ઉતર્યાં.

"માલતિ, દિવો કેમ નથી સળગાવ્યો ? કેટલી સંધ્યાકાળ–
"પણ આ કોણ—"

"વિશ્વાસરાવ."

"કોણ માધવરાવના–"આગળના શબ્દ ન ઉચ્ચારતાં તે અંદર આવી. માલતીને હવે સોબત થઇ એમ સમજીને, વિશ્વાસરાવ ઉઠયો અને "અવર નવર આવતો જઇશ," એમ માલતીને વચન આપીને તેની રજા લીધી. વિશ્વાસરાવના ગયા પછી, માઇ સાહેબે માલતીને કહ્યું–"માલતિ, તે વિશ્વાસરાવ અહીં શું કામ આવ્યો હતો, તેને
"ઘરમાં આવવાનું બંધ કર્યું હતું ને ? આવાં માણુસની સંગતી—"

"માઇ, પણ માધવરાવના કરતાં તેનું વર્તન હજાર દરજ્જે સારૂં–"

"માલતિ, પણ આ માધવરાવ જાણશે તો તે શું કહેશે?"

"તેના કહેવાનું મારે શું કરવું છે? વિશ્વાસરાવ બિચારા ગરીબ
"નિરઅપરાધી જેવા છતાં તું પણ તેને વિષે આમ ! આ માધવરાવેજ
"તેની આવી સ્થિતિ કરી," માલતી જરા જોરથી બોલી પરંતુ તેમાંનું માઇ સાહેબને કંઇજ સમજાયું નહિ.

---

# પ્રકરણ ૧૩ મું.

## ફાંસો નાંખ્યો.

એ ચાર દિવસને અંતરે વિશ્વાસરાવ અને માલતી મળે છે, એ માધવરાવને ખબર પડતાંજ તેનું માથું ફરી ગયું. તેણે ઘણો વિચાર કીધો પરંતુ વિચાર કરવાથી કંઇજ સુઝ પડી નહિ. હમણાં હમણાંની માલતી તેનો છચોક તિરસ્કાર કરવા લાગી હતી, તેથી ફાવીએ તો માઇ સાહેબ તરફથીજ કાંઇક ફાવીએ એમ તેને લાગ્યું, ને તે પ્રમાણે માઇ સાહેબને પોતાની તરફ પૂર્ણ વાળવાનો નિશ્ચય કરીને તે એ ઉદ્યોગે વળગ્યો હતો. પરંતુ આ તરફ વિશ્વાસરાવનું આવવું જવું થવા લાગ્યું, આ જાણ્યા પછી તેને થોડી ચિંતા ઉત્પન્ન થઇ તો પણ તેટલાથી માધવરાવ નાઉમેદ થયો નહિ.

હમણાનું માધવરાવનું મન પેઢી ઉપરથી તો તદ્દન ઉઠી ગયું હતું. તેને લીધે ( ઉત્પન્નને બદલે ) વેપારમાં ઉપરા ઉપર ખોટજ આવવા લાગી હતી. તે શિવાય દિવસે દિવસે તેને નવાં નવાં વ્યસનો લાગતાં ચાલ્યાં હતાં. પૈસાની અડચણને લીધે, થોડા દિવસ ઉપરજ નવું કીધેલું વિલ તેણે જાહેર કરવાનો વિચાર કીધો.

ત્યાં જુઓ ! કેટલોક વખત થયાં માધવરાવ અને માઇ સાહેબ કંઇ મહત્વની વાત ઉપર ચર્ચા કરે છે. તો વાંચકો, ચાલો, આપણે સુદ્ધાં તેના સાક્ષીદાર થઇએ. ચાલો જલદી, નહિ તો તેમનું ભાષણ પુરૂં થઇ જશે.

“ વિશ્વાસરાવનો પગ હું કેમ તોડું છું, તેતો જુઓ ! પણ મારા કહ્યા પ્રમાણે તમારી તરફથી—”

“ માધવરાવ, તે વિષે તમે નિશ્ચિંત રહો. ”

"તો, હું જાઉં છું ત્યારે; પણ એક વખત માલતીને મળીને–"

" તેને હમણાં મળશો નહિ. તે હમણાં બહાર ચોપડી વાંચતી. "હશે, તમે હમણાં જાઓ."

"સારૂં, ત્યારે હું જાઉં છું."

વાંચકો, તમે વખત લગાડયો, નહિતો તેનો નીચ મનસુબો આપણા જાણવામાં આવ્યો હોત. હશે! પરંતુ એટલું તો ખરૂં કે તેણે કંઇ પણ નીચ યોજના રચી છે. આપણુને સાંભળવાને મળ્યું હોત તો કેટલું સારૂં થયું હોત! આપણે વિશ્વાસરાવને પહેલાંજ ઇશારો કરત, પણ હવે ના ઇલાજ છીએ.

બીજે દિવસે, આખો દિવસ માઇ સાહેબ પથારીમાંથી ઉઠયાં નહિ. તે આખો દિવસ માલતીએ માઇ સાહેબની સારવારમાંજ કાઢયો. ગરીબી અને તેમાં એકાદ મનુષ્યનો મંદવાડ! આવે વખતે તે કુટુંબના માણસોની કેવી સ્થિતિ થાય છે, એની કલ્પના વાંચકોમાંથી ઘણા ખરાને થવા જેવી છે. આ એકજ દિવસમાં માઇ સાહેબના મંદવાડને લીધે માલતીનો જીવ તદ્દન તાળવે આવ્યો. માઇ સાહેબનું રાતથી માથું બહુજ દુખતું હતું, અને જીવને બીલકુલ ચેન પડતું નહોતું. માલતીએ સૂંઠનો લેપ ચોપડયો પણ તે પાંચ મિનિટમાં, માઇ સાહેએ ધોઇને કાઢી નાંખ્યો. કારણ શું તે કાંઇ તેણે કહ્યું નહિ, પરંતુ એટલુંજ બોલ્યા કે, " તે મારાથી સહન થતો નથી."

" માઇ, દાક્તર પાસે મોકલવાને પડોશીના ચાકરને બોલાવું કે ?"

બપોરે રસોઇ વગેરે કામ પરવાર્યા પછી માલતી માઇ સાહેબની પાસે આવીને બોલી.

" ના; માધવરાવ દાક્તરને મોકલવાના છે."

" માધવરાવ દાક્તરને મોકલવાના છે! તું માંદી છે તે એ કેમ

"જાણે? સવારથી માધવરાવ કાંઇ આવ્યા નથી !"

માલતીએ આશ્ચર્યથી પુછેલા પ્રશ્નનો જવાબ દેતાં માઇ સાહેબ જરા ગુંચવાયાં પરંતુ તરતજ બોલ્યાં, "કાલે માધવરાવ આવ્યા "ત્યારનુંજ મારૂં માથું દુખતું હતું, અને તેને મેં કહ્યું, એટલે તે બોલ્યા "કે, કાલે હું દાક્તરને મોકલી દઇશ."

પંદર દિવસ થયા તો પણ માઇ સાહેબ પથારી ઉપરજ હતાં. સમુદ્ર કિનારાની હવામાં તેને લઇ જાઓ એટલે તેની પ્રકૃતિ તાબડ તોબ સારી થઇ જશે, એમ કાલે દાક્તરે માલતીને કહ્યું હતું. અને તેજ વિચારમાં તે હતી. માઇ સાહેબના પંદર દિવસના મંદવાડે લગભગ પોણોસો રૂપિયા ખાધા, અને તે શિવાય સમુદ્ર કિનારા ઉપર માઇ સાહેબને લઇ જવા એટલે મોટા ખરચનું કામ ! આને લીધે માલતી બહુજ ચિંતામાં પડી, તેને કંઇ પણ સુઝે નહિ. કારણ તેની પાસે સીલકમાં હવે બહુજ થોડા પૈસા રહ્યા હતા. આ પૈસા પૂરા થયા પછી શું કરવું? આ પ્રશ્ન તેના મનમાં આવતો ને તેને લીધે તે તદ્દન હતાશ સરખી થઇને મુંઝવાઇ જતી. આવે વખતે તેને વિશ્વાસરાવ યાદ આવતો, અને મુંઝાતાં મનને કંઇક શાંતિ થતી. આ આમ કેમ થાય છે, એનું તેને રહી રહીને આશ્ચર્ય લાગતું.

કામના બોજાને લીધે બે દિવસ વિશ્વાસરાવથી માલતીને મળી શકાયું નહિ તેને લીધે માલતીને બિલકુલ ચેન પડયું નહિ. જેમ જેમ સંધ્યાકાળ થવા લાગી, તેમ તેમ તે બહુ આતુર થવા લાગી. છેવટે દિવા થઇ ગયા. આજે પણ વિશ્વાસરાવનો વખત ગયો આ જોઇને તેની નિરાશા વધી. માઇસાહેબને ઓસડ આપીને નિરાશ મનથી માલતી ભોજનગૃહનાં બારણામાં આવીને બેઠી. પાસેજ લીલી કુત્રી રમતી હતી તેને માલતીએ પોતાની પાસે ખેંચી; અને બોલી, "લીલિ,

"આજે સુદ્ધાં વિશ્વાસરાવ આવ્યા નહિ ને ?" આ તેના પ્રશ્નનો તે મુંગું પ્રાણી શું ઉત્તર આપે વારૂં ? ઉત્તરને બદલે લીલિ માલતીની પાછળ ટક ટક જોવા લાગી, ત્યારે માલતીએ પાછળ જોયું તો પોતાની પાછળ ચોરની જેમ માધવરાવ ઉભા છે. એ જોતાંજ તે ઉઠી, ત્યારે માધવરાવ બોલ્યો.

"માલિ, માઈ સાહેબ હમણા કહેતાં હતાં કે દાક્તરે સમુદ્ર "કિનારા ઉપર હવા બદલવાનું કહ્યું છે, ત્યારે તેને સારૂં હું હમણાં "જઇને મારો બંગલો ખાલી કરૂં છું. કાલે તું અને માઇ સાહેબ તૈયાર "રહેજો. હું ગાડી મોકલી દઇશ." એમ કહીને ઉત્તરની વાટ ન જોતાં તે ઝટ ચાલતો થયો. માધવરાવના ગયા પછી માલતી માઇ સાહેબની પાસે ગઇ અને પુછવા લાગી, "શું, માઇ, માધવરાવને તેં કહ્યું કે !"

"શું ?"

"હવા બદલવાને સારૂ બંગલો !"

"હા, હા, તેણે કહ્યું કે મારો બંગલો ખાલી છે, તમે બે દિવસ "પ્રકૃતિ સુધરે ત્યાં સુધી તેમાં આવીને રહો, અને તે કાલે ગાડી સુદ્ધાં "મોકલવાના છે."

માલતી કંઇપણ બોલી નહિ. તે વિચારમાં હતી. માઇસાહેબ આગળ બોલ્યાં, "હાલની સ્થિતિમાં આપણાથી આટલું ભાડું શી રીતે "ભરી શકાય; પણ માધવરાવે આ આપણા ઉપર કેટલો ઉપકાર કીધો "સમજવો ! પરંતુ, માલતિ તું તેનો કંઇજ વિચાર કરતી નથી. તે "તારી સાથે કેટલા પ્રેમથી—"

આ છેવટના શબ્દ કાને પડતાંજ માલતી વિચારમાંથી જાગૃત થઇને જરા કઠોર વાણીએ બોલી, "માઇ !" ચમત્કારિક અવાજમાં ઉચ્ચારેલા આ એક શબ્દથી માઇ તદ્દન ચૂપ થઇ ગઇ.

બીજે દિવસે માધવરાવે મોકલેલી ગાડીમાં માઇસાહેબ અને માલતી તેના ચોપાટી ઉપરના બંગલામાં ગયા. સરળ સ્વભાવની નિર્દોષ માલતીને માઇ સાહેબની સહાયતાથી માધવરાવે નાખેલો આ કપટનો ફાંસો બિલકૂલ સમજાયો નહિ.

## પ્રકરણ ૧૪ મું.

### માલતીનો પત્ર.

માધવરાવને ઘેર આવવાને આજે ત્રણ દિવસ થયા. માઇ સાહેબની પ્રકૃતિમાં હવે ઘણો ફેર પડયો. હવા બદલવાનું આ પરિણામ એમ તે માલતીને હંમેશાં કહી સંભળાવતી, પરંતુ માલતીની સ્થિતી તેનાથી તદ્દન ઉલટી હતી. રહી રહીને તેના મનમાં ધ્રાસકો બેસતોને પોતાના ઉપર કંઇ ભયંકર સંકટ આવશે એમ તેને લાગતું. ગઇ બે રાત્રીમાં તેને આ વિચારને લીધે બિલકુલ નિદ્રા આવી નહિ. એક તરફ વિશ્વાસરાવની તેને બહુ આશા હતી, પણ તે પણ તેને માધવરાવના બંગલામાં આવ્યા પછી નિરાશા સમાનજ લાગવા માંડી.

ત્રીજે દિવસે સવારે લીલિને લઇને માલતી એકલીજ બેઠી હતી, એવામાં માઈ સાહેબ તેની પાસે ગયાં અને બોલ્યાં, "માલતિ, આજ "સાંજે માધવરાવ અહીં જમવા આવવાના છે. આપણને આ બંગલો બે "દિવસ આપ્યો તેથી તેના ઉપકારને બદલે મેં આજે તેને અહીં "જમવાનું કહ્યું છે."

"સારૂં કર્યું," માલતીએ એકજ ઉત્તર આપ્યો.

રાત્રે સર્વેનું ભોજન વગેરે થયું. માલતી, માઇસાહેબ અને માધવરાવ દિવાનખાનામાં બેઠા.

"બાઇસાહેબ, અહીં આવ્યા પછી તમારી પ્રકૃતિ સુધરતી જાય છે
" એ જોઇને મને ઘણોજ આનંદ થાય છે. પણ, માલિ, તું આવી
" ઉદાસ કેમ? મારા ઉપર તું જે આટલો ગુસ્સો રાખે છે તે એવું મેં
" તારૂં શું બગાડયું છે?" માધવરાવે પુછયું; પણ માલતીએ તેનો કંઇજ
ઉત્તર દીધો નહિ. એટલામાં માધવરાવે બાઇસાહેબને ઇશારો કર્યો એટલે
તે ઉઠીને બહાર ગયાં. ત્યારે માધવરાવ આગળ બોલ્યો, "પણ માલિ,
"તારા ગુસ્સાનું કારણ તો મને કહે,"–માધવરાવે પોતાની ખુરશી માલ-
તીની પાસે લીધી અને બોલ્યો, " માલિ, તને હજી પણ મારી દયા
"આવતી નથી ને?"–એમ કહીને તેણે તેનો હાથ પકડયો. ત્યારે
માલતી પોતાનો હાથ છોડાવી લઇને બોલી, " માધવરાવ તમે કેમ
"મારી પાછળ લાગ્યા છો? આટલા સારૂંજ શું અમને અહીં આણ્યાં?
"મેં તમારા પ્રશ્નનો એક વખત ઉત્તર આપી દીધો છે. પછી તમે તેને
"તેજ મને શું કામ પુછો છો?"

" માલિ! જો, આમ નિર્દય થઇશ નહિ, ત્હારે સારૂ મારી શું
"સ્થિતિ થઇ છે, એની તને કલ્પના પણ થશે નહિ. હું ત્હારે સારૂં
"તું કહેશે તે કરવાને તૈયાર–"

" તૈયાર–છો ને? ત્યારે છોડો મારો નાદ. હું ફરીને એક વખત
"તમને કહું છું કે મારો જીવ જશે તોપણ હું તમારૂં કહ્યું કબુલ
"કરીશ નહિ. જાઓ!"–માલતીએ ગુસ્સાથી ઉત્તર આપ્યો. આથી માધ-
વરાવને ગુસ્સો આવ્યો. હાથ પગ પછાડતો તે ખુરશી ઉપરથી ઉભો
થયો ને જવા લાગ્યો; જતાં જતાં બોલ્યો, "ધ્યાનમાં રાખ, માલિ!
"મને ખબર છે કે આ તે હલકટ વિશ્વાસનાંજ કૃત્ય છે. જોઉં છું હવે
"વિશ્વાસરાવ તને કેવી રીતે મળે છે તેજ?"

માધવરાવના ગયા પછી માલતીને તેની બહુ બીક લાગવા

માંડી. તેના મનમાં એક એક બુરા વિચાર આવવા લાગ્યા. હવે આ ઘરમાં એક પળ પણ રહેવું નહિ એમ તેને લાગવા માંડયું. પોતે સર્વ જન બેઠાં હતાં તેમાંથી માઇ સાહેબ વચ્ચેજ ઉઠીને ચાલ્યાં ગયાં તેનું કારણ એકાએક તેના ધ્યાનમાં આવ્યું. તેને માઇ સાહેબ ઉપર પણ સંશય આવવા લાગ્યો. એક પાછળ એક વિચાર તેના માથામાં આવવા લાગ્યા, તેમ માઇ સાહેબનો મંદવાડ એ પણ ઢોંગજ છે એમ તેને સંશય આવ્યો. તેની છાતી ધડ ધડ ધબકવા લાગી. માઇ સાહેબનો શંશય આવતાં હવે આપણી સહાયતાએ કોઇ નથી એમ લાગીને તેના નેત્રોમાંથી અશ્રુ વહેવાં લાગ્યાં. એટલામાં તેને વિશ્વાસરાવ યાદ આવ્યા, અને તેને જરા ધીરજ આવી. વિશ્વાસરાવને પોતાના મનનો ગુપ્ત વિચાર જણાવી આ સંકટમાંથી છુટકો કરી લેવો એ વિચાર તેના મનમાં આવ્યો.

ઘણો વખત વિચાર કીધો પણ તેને માધવરાવના પંજામાંથી છુટવાનો એકે માર્ગ સૂઝયો નહિ. ત્યારે તે ઉઠી અને ગિરજાની ઓરડીમાં ગઇ. તેને જોતાંજ ગિરજાએ પુછ્યું, " શું જોઇએ છીએ, તાઈ " સાહેબ ? "

" ગિરજાબાઇ, મારે એક તમારૂં કામ છે, કરશો કે ? "

" હા. થવા જેવું હશે તો–"

" પણ હું કંઇ પુછુંછું તે પહેલાં કહેશો ? તમને આ ઘરમાં " કેટલાં વરસ થયાં ? "

" મને ? થયાં વીશ વરસ, કેમ વારૂ ? "

" અમસ્તુ ! આજે કે નહિ, ગિરજા બાઇ, મારૂં મન તદ્દન " ઉદાસ થયું છે. સુતી પણ નિદ્રા આવી નહિ, ત્યારે કહ્યું ચાલો તમારી " પાસે આવીને વાતો કરૂં."

"અમો ઘરડાં માણસ પાસે કેવી વાત! પણ, તાઇ સાહેબ,
"કામ કર્યું?"

"કહું! પણ વિશ્વાસ–વિશ્વાસરાવ કોણ?" માલતીએ ગુંચવા-
એલા જેમ થઇને પૂછ્યું.

"રાવ સાહેબ કે? બિચારાને રખડતો કર્યો."

"કોણે!"

"કોણે? કોણે શું! દાદા સાહેબે!"

"એટલે? હું નહિ સમજી.

"ક્યાંથી સમજશો? હુંજ કહું છું"

ગિરજાએ પહેલેથી તે છેવટ સુધી વિશ્વાસરાવની સર્વે હકીકત
કહી. તેમાં વિલની અંદર અર્ધી મિલકત વિશ્વાસરાવને આપી છે એ
માલતીએ નવું જાણ્યું. કારણ વિશ્વાસરાવે પહેલાં એક વખત પોતાની
હકીકત કહેતાં વિલ વિષેનો પ્રશ્ન અનામત ગાળ્યો હતો, પરંતુ હવે
તેને સર્વ ખરેખરી હકીકત સમજાઇ, ત્યારે તેને વિશ્વાસરાવે ભોગવેલાં
દુઃખ માટે બહુ ખરાબ લાગ્યું, ને તેના નેત્રમાં અશ્રુ આવ્યાં. એ
જોતાંજ ગિરજા બોલી, "તાઇ સાહેબ, તમને પણ ખોટું લાગે છે ને?
"લાગેજ. અરે, રાવસાહેબના ગુણ કેટલા વર્ણવીને કહું?"

"ગિરજાબાઇ, હવે હું મારૂં કામ કહુંછું, કરશોને? મને હવે તેની–
"વિશ્વાસરાવની–પાસે લઇ જાઓ. હું તમારે પગે પડુંછું મને હવે અહીં
"બીક લાગે છે," એમ કહીને માલતીએ દીનવદને ગિરજાનો હાથ પકડ્યો.

આ સાંભળીને ગિરજા ગુંચવાઇ તે બોલી,

"કેમ? કેમ વારૂ?"

"કેમ, શું કહું? મારા જેવી બાળાનું તેની પાસે બીજું શું
"કામ હોય?"

'હવે ગિરજાનો સંશય કંઇક ભાગ્યો, ને તેણે માલતીની તરફ પ્રેમ યુક્ત નજરે જોયું. ધીમે ધીમે માલતીએ પોતાની સાથે આજસુધી માધવરાવે રાખેલું વર્તન તેને કહ્યું, ત્યારે વિચાર કરીને ગિરજા બોલી, "તાઇ સાહેબ, હવે તમે કંઈ પણ ચિંતા કરશો નહિ. હમણાં "આવી રાત્રીને વિષે રાવસાહેબને ત્યાં જવાનું જોખમ ભરેલું કામ છે. "તમે એક કામ કરો. કાગળ લખીને તેને અહીં બોલાવો. પણ તે—અહીં—"આ—વ—શે કે ? નહિ,—આવશેજ. એમજ કરો, કાગળ લખો પછી આપણે "આગળ શું તે ઠરાવીશું."

માલતીને પણ આ વિચાર પસંદ પડયો. બીજે દિવસે માલતીએ વિશ્વાસરાવને એક કાગળ લખ્યો.

---

## પ્રકરણ ૧૫ મું.



### અર્ધું કામ થયું.

"પ્લેગના દિવસ પાસે આવતા ગયા તેથી જલદી બંગલો તૈયાર જોઇએ," એમ એક ભાટીયા શેઠના તરફથી કાગળ ગયાને લીધે માટુંગામાં વિશ્વાસરાવનું કામ બહુ ઝડપથી શરૂ થયું હતું. આ પંદર દિવસમાં કામનો બોજો એટલો પડયો હતો કે વિશ્વાસરાવને જમવાની પણ ફુરસદ નહોતી. સ્મિથ સાહેબના માટુંગાના કૉન્ટ્રાકટ કામમાંથી ઘણાં ખરાં કામ ખલાસ થવા આવ્યાં હતાં.

સાંજે ચાર વાગ્યાને સુમારે ઓફીસમાં કામ કરતો હતો ત્યાં પોસ્ટના સિપાઇએ વિશ્વાસરાવના હાથમાં એક કાગળ મુકયો. કાગળ કોના તરફથી આવ્યો એ તેને સમજાયું નહિ. કારણ તેનો બીજા કોઇની સાથે પણ કાગળ વ્યવહાર નહોતો. તેણે પત્ર ફોડયો. પત્ર

ફાડતાં તેના મુખપર વિલક્ષણ છટા દેખાવા લાગી. એવો તે કેવો કાગળ હતો તે તેમનો તેમજ વાંચકોને સારૂ નીચે આપીએ છીએ.

ચોપાટી, ૧ એપ્રિલ, ૧૯૦૮.

**પ્રિયકર વિશ્વાસરાવ,**

અનેક પ્રણામ સહ પત્ર લખવાનું કારણ કે આપનો આઠ દિવસ થયાં મેળાપ થયો નથી. બુધવારે આપ ઘેર ગયા હશો, પરંતુ અમારા ઘરને તાળું જોઇને આશ્ચર્ય લાગ્યું હશે. તેજ પ્રમાણે હું આ ઠેકાણેથી લખુંછું એ જોઇને પણ તમને વધારે આશ્ચર્ય લાગશે. માધવરાવે અહીં ફસાવીને આણ્યાં છે. હવે વધારે લખતી નથી પણ આજ સુધી આપની પાસે છુપાવેલી વાત જાહેર કરૂંછું કે આ દેહ આપનો છે. સર્વ આધાર આપના ઉપર છે. વધારે શું લખું ?

લી. સર્વસ્વે આપનીજ

દીન **માલતી**

**તા. ક.** આજ રાતે જરૂર આવજો. ગિરજા આપની વાટ જોતી મોટા દરવાજા પાસે ઉભી રહેશે, વિશેષ મળ્યા પછી.

**માલતી.**

'સર્વસ્વે આપનીજ,' આ બે શબ્દ વિશ્વાસરાવે કેટલીએ વખત વાંચ્યા હશે. પોતે આ શું વાંચ્યું! આ સ્વપ્ન ખરૂં પડશે કે! માલતી આપણી થશે કે! આ‌ીજ સત્યતા જોવા સારૂ જાણે તે ફરી ફરીને એ બે શબ્દો વાંચતો હતો.

માધવરાવના નીચ વર્તનને માટે હવે વિશ્વાસરાવને ઘણોજ ગુસ્સો આવ્યો. તેણે તે કાગળ ખીસામાં નાંખ્યો અને આજે રોજના કરતાં ઓફીસમાંથી વિશ્વાસરાવ જલદી નીકળ્યો.

રાત્રી થવા લાગી તેમ માલતીની સ્થિતિ ચમત્કારિક થવા લાગી.

તેનો પત્ર વિશ્વાસરાવને પહોંચ્યો હશે કે કેમ? તે વિચાર કરશે કે નહિ? નિર્ભયતાથી લખેલો પત્ર વાંચીને તેને મારા ઉપર ગુસ્સો તો નહિ આવેને? આવા વિચાર અને સંશયને સારૂ જગ્યા મળે ન મળે એટલામાં તો વિશ્વાસરાવના ઉદાર વર્તનનું તેને ભાન આવે, ત્યારે પોતાનો પત્ર પહોંચતાંજ તે જરૂર આવશે એમ તેને લાગે.

ઉપરના વિચારમાં માલતી હતી તેટલામાં વૃદ્ધ ગિરજા તેની પાસે આવીને ઉભી રહી, તે સુદ્ધાં તેને ખબર પડી નહિ. તેને જોતાંજ માલતી એકદમ બોલી,

"આવ્યા?"

"હા,"

ગિરજાએ વિશ્વાસરાવને પોતાની ઓરડીમાં લઇ જઇને બેસાડયો હતો. વાંચકો, તે વખતે ગિરજાની પાસે બેઠાં બેઠાં વિશ્વાસરાવના મનની સ્થિતિ કેવી થઇ હશે, તેની તમને થોડી પણ કલ્પના થશે કે? માલતીને પહેલી વખતે જોતાંજ મનોવિકારના જે નવિન અંકુર તેના હૃદયમાં ઉદ્ભવ્યા હતા, તે આજે માલતીના પત્રથી પૂર્ણાવસ્થામાં આવી, ખીલવા લાગ્યાં હતાં.

ગિરજા સાથે માલતી દરવાજા સુધી આવી, પરંતુ તેનાથી આગળ જવાયું નહિં. તેને વિશ્વાસરાવની આગળ જવાની હીંમત થઇ નહિ. આજેજ તેના વર્તનમાં આવો ફરક પડવાનું શું કારણ હશે? આ પહેલાં તે વિશ્વાસરાવની આગળ કેટલીએ વખત ગઇ હતી, પરંતુ આજે તેને વિનય આગળ જવા દેતો નહિ. ગિરજા પાછળ હતી તેણે માલતીને આગળ ધકેલી. તે અંદર ગઇ ખરી પણ પવનથી જે સ્થિતિ પીંપળાની થાય છે તેજ સ્થિતિ તેની થઇ હતી. આનંદે, બીકે, અને લજ્જાએ તેને કંઇ બોલવા દીધી નહિ.

વિશ્વાસરાવ ઉઠયો અને તેણે માલતીનો હાથ પોતાના હાથમાં લીધો. તે વખતે તે બીકથી તદ્દન બ્હાવરી થઇ ગઇ.

" માલતિ ! "

વિશ્વાસરાવે મધુર શબ્દથી તેને બોલાવતાંજ તેના શરીર ઉપર પ્રેમના રૂંવાંટાં ઉભાં થયાં, અને તે કંપની સાથેજ તેણે પોતાનું મસ્તક વિશ્વાસરાવના ખભા ઉપર નાંખી દીધું. જ્યારે તરુણપણામાં પહેલો પ્રેમ ઉત્પન્ન થાય છે, ત્યારે તે બાલ–સૂર્યના કિરણો પ્રમાણે નવિન પ્રેમના અંકુરથી માનસિક જગતને આનંદિત કરે છે, અને જ્યારે તે પ્રેમાંકુર યુક્ત, બહુદિવસથી વિરહિત રહેલું, જોડું મળે છે, ત્યારે પરસ્પરના પ્રેમાનંદમાં બન્ને સર્વ જગતને ભૂલી જાય છે. તેને કશાનુંજ ભાન રહેતું નથી. આવીજ સ્થિતિ વિશ્વાસરાવ અને માલતીની થઇ.

વિશ્વાસરાવે માલતીનું મુખ પોતાના હાથથી ઉંચું કર્યું ને તેના તરફ સપ્રેમ દૃષ્ટિથી જોયું તો તેના નેત્રમાંથી એક સરખો અશ્રુ પ્રવાહ ચાલતો હતો. ધીમે ધીમે તેણે માલતીનો હાથ પોતાની છાતી ઉપર મુકયો. થોડીવારમાં તેના નેત્રમાં પણ અશ્રૂ વહેવા લાગ્યાં. બન્નેએ એક બીજાના ગળામાં હાથ નાંખ્યા. બન્નેનાં આંસુ, એક બીજાનો એક બીજા ઉપર કેટલો પ્રેમ છે, તે બતાવતાં હતાં. તેમનાં મુખમાંથી શબ્દનો ઉચ્ચાર થયો નહિ. તેનાં તપ્ત હૃદયને જરા શાંતિ થઇ. ધીમે ધીમે માલતીએ સર્વ હકીક્ત વિશ્વાસરાવને કહી, તે સાંભળીને વિશ્વાસરાવ બોલ્યો, "માલતિ, તું હવે કંઇપણ ચિંતા કરીશ નહિ. હું કાલે તેની "સર્વ બ્યવસ્થા કરૂંછું. કાલે રાતે આજ વખતે આવીને તને લઇ "જવાની બ્યવસ્થા કરીશ," એવી રીતે ઠરાવ કરીને પછી વિશ્વાસરાવે માલતીની રજા લીધી.

વિશ્વાસરાવ માલતીને મળવા અહીં આવ્યો હતો, એમ બીજે

દિવસે માધવરાવને ખબર પડી ત્યારે માધવરાવના અંગમાં લાહ્ય લાહ્ય બળવા લાગી. વિશ્વાસરાવને આપણા રસ્તામાંથી દૂર કેવી રીતે કરવો, તે વિષે તેને કંઇ પણ વિચાર સુઝયો નહિ. છેવટે તેને એક વિચાર સુઝયો ને તે ત્યાંથી ઉઠયો. બાઇસાહેબ હમણાજ ઉઠયાં હતાં. તેની સાથે થોડીવાર મસલત કરીને, શેઠની સ્વારી ગાડીમાં બેશીને બહાર ગઇ. બાઇસાહેબ જલદી સર્વ વિધિ પુરી કરીને, ઉપરના દિવાનખાનામાં ગયાં અને માલતીને ઉપર બોલાવીને તેણે પોતાની વર્તમાન સ્થિતિની વાતમાં રોકી. એક કલાકે એક કૉન્સ્ટેબલ, સિપાઇ અને તેના નાયકને લઇને માધવરાવ પાછો આવ્યો. દિવાનખાનામાં બેઠા પછી કૉન્સ્ટેબલે પુછ્યું, "કેટલી રકમની ચોરી થઈ છે?"

"સાત આઠ હજારનો આશરો છે," માધવરાવે ઉત્તર આપ્યો.

"શું શું જણસ હતી?"

"મારા ખીસામાંથી સોનાનું ઘડીઆળ, ને ખીસામાં મુકેલી "બે સોનાની વીંટી ને બાકી સર્વ રોકડ."

"ચોરી થઇ ત્યારે કપડાં કયાં હતાં? રોકડ કેટલી હતી?"

દિવાનાખાનામાંની ખુંટી તરફ આંગળી બતાવી, માધવરાવ બોલ્યો,

"કપડાં ત્યાં હતાં. કાલ હું પેઢી ઉપરથી આવ્યો તે વખતે "મારી પાસે સાડા પાંચ હજારની નોટો હતી."

"નોટના નંબર લખ્યા હશે.?"

"ના, સો–સોની એક એક નોટ હતી. ઘણું ખરૂં એવી "નાની નોટોના નંબર હું લખતો નથી."

"સારૂં, ત્યારે કોનો વ્હેમ તમને છે?"

"વ્હેમ, સાહેબ, વ્હેમ એવો કોની ઉપર આણું?" માધવરાવે ગુંચવાએલા જેવો ઉત્તર દીધો.

"તમારા સર્વ નોકરને મારી આગળ લેતા આવશો કે ?"

ઘોડાવાળો, રસોઇઓ, નોકર વગેરે ઘરના સર્વ નોકરો દિવાનખાનામાં જઇને ઉભા રહ્યા. સાહેબે એકે એકની જુબાની લીધી. તેમાં ઘોડાવાળો બોલ્યો, "કાલ રાતે દશવાગે રાવસાહેબ અહીં આવ્યા હતા."

"કોણ, વિશ્વાસ ! રાત્રે આવ્યો હતો ? ક્યારે ?" માધવરાવ આશ્ચર્યનો દેખાવ બતલાવીને બોલ્યો.

"વિશ્વાસ કોણ ?" સાહેબે વચ્ચેજ પુછ્યું.

"આ માણસને અમારા વડીલે નાનાનો મોટો કર્યો હતો, પરંતુ "વડીલના મરણ પછી તેના બુરા વર્તનને લીધે મેં તેને ઘરમાંથી "કાઢી મુકયો."

વિશ્વાસરાવની વિરુદ્ધ જેટલું કહી શકાય તેટલું કહ્યું. વિશ્વાસરાવના શિવાય આ ચોરી થઈ નથી, એમ સાહેબની પણ દૃઢ ખાત્રી થઇ. સર્વે નોકરના નામ નાયકે લખી લીધાં. સાહેબ ઉઠયો ને જતે વખતે બોલ્યો, "શેઠ, તમે હવે કંઇ પણ ચિંતા કરશો નહિ, ચોર "પકડાયોજ એમ સમજો. આજને આજ ચોરને તાબામાં લઉછું."

સાહેબને શેકહેન્ડ કરતાં માધવરાવે એક કંઇક કાગળનું બંડલ તેના હાથમાં આપ્યું, અને બોલ્યો, "હવે આ વિષે હું ચિંતાજ કરતો "નથી, પણ ચોર બહુ હોંશીયાર છે. આ કામમાં ચાર પાંચ હજાર "પણ ખર્ચ થઈ જાય તો પણ ચાલશે, પણ તેને યોગ્ય શિક્ષા "થવી જોઇએ."

"સારૂં, સારૂં, કંઈ ચિંતા કરતા નહિ," માધવરાવે આપેલું કાગળનું બંડલ ખીસામાં નાંખતા નાંખતા હસતો હસતો કૉન્સ્ટેબલ બોલ્યો.

સાહેબનું લશ્કર ગયા પછી માધવરાવ પોતાનાં મન સાથેજ આનં-

દથી બોલ્યો, "હરકત નહિ ચાર પાંચ હજાર ખર્ચ થાય તો પણ તેને "હું હવે બરોબરજ બતાવું છું. હવે માલતી મારી. જોઉં હવે તેનું કેમ "જોર ચાલે છે તે."

એટલામાં માઇસાહેબ દિવાનખાનામાં આવ્યાં તેની તરફ જોઇને તે હસતો હસતો બોલ્યો, "અર્ધું કામ થયું, માઇસાહેબ, વિશ્વાસરાવને "કેદખાનું બતાવ્યુંજ સમજો. હવે ફક્ત માલતી—એ આજ સંધ્યાકાળે "બીજો પ્રયોગ."

"પણ સંભાળજો વારૂ! કરવા જશો એક અને થશે ભલતુંજ! "તેથી કહું છું કે પ્રથમ આપનો બરોબર વિચાર કરો."

"હં! તેમાં શું છે મોટું! હવે અમારો મારેલો ઘોડો તદ્દન "વગર ચૂકે છેક જશે, એવી મારી પુર્ણ ખાત્રી."

"ત્યારે તો ઠીકજ છે."

---

## પ્રકરણ ૧૬ મું.

### આ શું? વિલ!

બિચારા વિશ્વાસરાવની પર આવેલાં સંકટની માલતીને બીલકુલ કલ્પના પણ નહોતી. ખબર પણ ક્યાંથી પડે? અને એટલા સારૂંજ તેને માઈસાહેબે માળ ઉપર લઇ જઇને વાત કરવામાં રોકી હતી. બપોરના જમ્યા પછી, માઇસાહેબ માધવરાવનો પેડર રોડ ઉપરનો બંગલો જોવા ગયાં. જતી વખતે તેણે માલતીને આવવા વિષે કહ્યું પણ માલતીએ ના કહી.

માઇ સાહેબના ગયા પછી માલતી નીચેની ઓરડીમાં એકલીજ વીચાર કરતી બેઠી હતી. આજ ઓરડી પુર્વે ભાઉ સાહેબની બેસવા

ઉઠવાની હતી, એ વાંચકોનાં ધ્યાનમાં હશેજ ! માલતી ત્યાં એક ખુરશી ઉપર બેઠી હતી. વિશ્વાસરાવે આજ રાત્રે તેને આવવાનું વચન આપ્યું હતું. આજ માધવરાવના હાથમાંથી આપણે છુટકો થશે, આ જ એક વિચાર તેના મનમાં એક સરખો ઘોળાતો હતો. તે આ વિચારમાં હતી ત્યારે તેની દૃષ્ટિ તે જુનાં કાળાં લાકડાના કબાટ ઉપર હતી. બાજુમાં લીલી કુતરી કબાટની પાસે ખેલ કરતી હતી. એટલામાં એક નાનું સરખું ઉંદરનું બચ્ચું તે કબાટની નિચે ગયું. ત્યારે માલતીએ છુઃ કહીને કબાટની નીચે આંગળી બતાવી. ઉંદર પકડવા સારૂ લીલીની એક સરખી ધડપકડ શરૂ થઇ. મ્હોટી મહેનતથી લીલીએ પોતાનું અર્ધું અંગ કબાટની ફાટમાં ઘાલ્યુંને ફાટમાં સંતાએલા ઉંદર ઉપર તલપ મારવાનો સપાટો ચલાવ્યો. લીલીની તલપના ધક્કાથી કબાટની પાછળ પડેલા ધૂળથી ભરેલા કાગળનું એક જુનું બંડલ બહાર આવ્યું.

શાના કાગળ છે, એ જોવાને સારૂ માલતી ખુરશી ઉપરથી ઉઠી. તેણે તે પડેલું બંડલ હાથમાં લીધું. હાથમાં લીધા પછી તે બંડલમાં કાંઇ જરૂરના કાગળ હોય એમ તેને લાગ્યું. કારણ બહારથી સીલ મારીને રાતી દોરીએ તે બાંધેલું હતું. અંદર શું લખેલું છે એ જાણવાની સ્વભાવિક રીતે માલતીને જિજ્ઞાસા ઉત્પન્ન થઇ. તેણે તે બંડલની દોરી છોડીને કાગળ ઉઘાડયો. પહેલી ચાર પાંચ લાઇન પછી તેના મોંમાંથી આશ્ચર્ય સાથે, " આ શું વિલ ! ગિરજા કહેતી હતી "તેજ આ વિલ લાગે છે ? "—આ શબ્દ બાહેર આવ્યા.

સદાશિવરાવ—ભાઉસાહેબે—જે વિલ કરી મુકયું હતું તે આજ ! બીજાં પ્રકરણમાં જે વિલને સારૂ માધવરાવને નિરાશા થઇ તેજ વિલ્ આ ! વિશ્વાસરાવનો મિલકત ઉપરનો અર્ધો હક્ક સાબિત કરનાર વિલ્ તે આ ! અને માધવરાવના પાપનો ઘડો ભરાયો તે બતલાવનાર પણ આજ વિલ્ !

આખું વિલ વાંચી રહ્યા પછી માલતીના આનંદની સીમાજ રહી નહિ. તેણે જલદી જલદી તેની ઘડી કરી અને પોતાની ઓટીમાં તે ખોસ્યું. વિશ્વાસરાવ કયારે આવે અને કયારે તે બંડલ તેના હાથમાં આપું એમ માલતીને થવા લાગ્યું. તે આનંદના સમુદ્રમાં આવી ગઇ. તેણે વીલીને પોતાના હાથમાં લઇને અનેકવાર પ્રેમથી દાબી. માઇસાહેબ હજી પણ આવ્યાં નહોતાં તેને લીધે માલતીનો વખત જતો નહોતો. છેવટે થોડો વખત બહાર ફરવા જવાનો વિચાર કરીને તેણે કપડાં પહેર્યાં. ભીમો ઘોડાવાળો તેની સેવામાં હાજરજ હતો. તેણે પકડાં પહેરેલાં જોઇને બોલ્યો,–" તાઇસાહેબ ફરવા જાઓ છો કે ? " માલતીએ " હા, " એમ ઉત્તર દીધો.

ઘોડાવાળાએ ગાડી જોડીને દરવાજા આગળ ઉભી રાખી. માલતી ગાડીમાં બેઠી ને ગાડી ચાલતી થઇ. જતી વખતે તેણે એક વખત પોતાની ઓટીમાં ખોશેલું વીલ સુરક્ષિત છે કે કેમ તે તપાસી જોયું.

મહાલક્ષ્મી બૅટરીના દરીયાની એક કલાક સુધી હવા ખાઇને તેણે ગાડી પાછી હાંકવાને કહ્યું. ઘોડાવાળાએ લાંબેના રસ્તા ઉપરથી ગાડી ફેરવીને એક ત્રણ માળના બંગલાના બાગના દરવાજાની પાસે ગાડી લઇ જઇને ઉભી કરી. વિચારમાં મગ્ન થએલી માલતીને પોતે આટલી જલદી પાછી ઘેર કેવી રીતે આવી, એની કલ્પના પણ થઇ નહિ. તે ગાડીમાંથી ઉતરી બંગલામાં ગઈ. અંદર પ્રવેશ કરતાંજ તેની પાછળનો દરવાજો જોસથી બંધ થયો.

દરવાજાનો અવાજ થતાંજ માલતીની છાતીમાં ધ્રાસકો પડયો. તેણે પાછળ વળીને જોયું તો માધવરાવ હસતો હસતો ઉભો છે એમ તેને દેખાયું.

માધવરાવને જોતાંજ તેની શું સ્થિતિ થઈ હશે ! જે સંકટથી

તે બ્હીતી હતી, તેજ સંકટ તેની પાસે આવીને મૂર્તિમંત ઉભું થયું. તેના સર્વ અંગ પરસેવાથી ભીંજાઇને નીતરાંબોળ થયાં. હાથ પગ થર થર ધ્રુજવા લાગ્યા, છાતી ધબકવા લાગી ને મ્હોં સુકું પડી ગયું. પરંતુ માધવરાવે તે તેની સ્થિતિપર ધ્યાન આપ્યું નહિ. તે હસતો હસતો બોલ્યો, "કેમ, માલિ, હવે તું મારા હાથમાંથી કેમ જશે!
"ગમે તેમ ફસાવી! પણ જવા દે તે. માલિ, હજી પણ તને પોતાની હઠ
"નથી કે છોડવી? જો આજ કેટલા દિવસથી તારા ભજને લાગ્યો છું,
"પણ તેનું તને કંઇજ નથીને? હમણા તું આ હાલતમાં અને દુઃખમાં
"દિવસ કાઢે છે તે તને ગમેછે ને? માલિ, મારૂં કહ્યું માન, એટલે હું
"તને મારા દેહની–મારી સર્વ જીંદગીની–અર્ધાંગી કરૂંછું. જો,માલિ,
"વિચાર કર આમ બીજાના પ્રાણ લેવાનો રસ્તો લે નહિ. હવે હું તદ્દન
"તારે શરણે આવ્યો છું, માલિ!"

માધવરાવના ભાષણમાંથી એક શબ્દ સુદ્ધાં માલતીએ સાંભળ્યો નહિ. તેનો જીવ તદ્દન કાવરો બાવરો થઇ ગયો.

"માધવરાવ, તમે મને અહીં ફસાવીને લાવ્યા છો, પણ વિચાર
"કરો આનું પરીણામ બહુ ભયંકર આવશે. મારી પાછળ તમે લાગ્યા
"છો, પણ તેથી હું તમારૂં કહ્યું કબુલ કરીશ એમ તમને લાગે છે કે?
"મારા આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તમે ગમે તેટલા પ્રયત્ન કરો તો
"પણ તે વ્યર્થ છે. હવે મુંગે મોઢે મને ઘેર જવાદો."

"એમ! એમ! આટલું જે કીધું તે મુંગે મોઢે તને જવા દેવાને
"સારૂં તને લાગે છે! માલિ, તું મને તદ્દનજ મુર્ખ સમજે છે કે? આ
"જો મારી એકજ વાત સાંભળ." માધવરાવે બોલતાં બોલતાં આવીને તેનો હાથ પકડયો અને ચુંબન લેવા સારૂં પોતાનું મ્હોડું તેના મુખની પાસે લીધું. તેવોજ માલતીને અનિવાર્ય કોપ ચઢયો ને તેણે જોરથી

માધવરાવના શ્રીમુખમાં લગાવ્યું. તેની સાથેજ માધવરાવ તદ્દન સ્તબ્ધ થઇ ગયો. માલતીએ કરેલું અપમાન સહન ન થવાથી તે માલતીના અંગ ઉપર ધસતે પણ તેની ગતિ એકા એક ત્યાંજ ખુટી. માલતીને બદલે ત્યાં મહાકાળિકા દેવીજ ઉભી છે કે શું એમ તેને લાગ્યું. માલતીના નેત્રોમાંથી ગુસ્સાને લીધે અગ્નિ વરસે છે કે શું એમ તેને ભાસ્યું. આ જોઇને માધવરાવ ગભરાયો. તેણે પોતાના પગ પાછા ખેંચ્યા ને ભીમા ઘોડાવાળાને બુમ મારી. માલતી તરફ જોવાની તેને હવે હિંમત રહી નહિ. તેણે જવાનો વિચાર કીધો. જતાં જતાં તે બોલ્યો, "કબુલ "થયા પહેલાં તારો અહીંથી છુટકો થવો કઠણ છે, એ ફક્ત ધ્યા- "નમાં રાખજે."

માધવરાવના ગયા પછી, ભીમો બોલ્યો, "તાઈસાહેબ, ઉપર ચાલો મારે હુકમ પ્રમાણે નીચેના સર્વ દરવાજા બંધ કરી લેવા જોઇએ."

આજ તે પોતાનો સંકટમાંથી છુટકો કરવાની હતી, પરંતુ તેને બદલે ઉલટી માધવરાવના કારાગૃહમાં આવી પડી.

## પ્રકરણ ૧૭ મું.

### એકજ વખતે બે પત્ર.

આખી રાત માલતીએ રડીને પસાર કીધી. એકજ રાત્રીના શોકને લીધે તેનું પ્રફુલ્લ મુખ કેટલુંએ સુકાઇ ગયું હતું. વિશ્વાસરાવ આવ્યો હશે ને હું નહિ, તે જોઇને તેને કેવું એ લાગ્યું હશે, એ યાદ આવતાં તેને બહુ દુઃખ થયું. માધવરાવનાં કૃષ્ણ કૃત્યમાં માઇ પૂર્ણ સહાય છે એવી હવે તેની પૂર્ણ ખાત્રી થઇ. માઇ સાહેબ માટે હવે તેને પૂર્ણ તિરસ્કાર ઉત્પન્ન થયો. તેને પોતાની પહેલાંની સ્થિતિ યાદ આવી ને એક

દમ રૂદન વધ્યું. રડી રડીને તેના નેત્રમાંથી પાણી ખુટયું ત્યારે તેને જરા શાંતિ થઇ. અહા, રડવામાં કેટલાંએ સુખ છે ? જગમાંની સર્વે સંપત્તિ અને સ્વર્ગમાંના સર્વે સુખ, એની ખરી યોગ્યતા દુઃખી લોકનેજ ફક્ત સમજાય છે, એ ખરૂં છે.

બપોરે બાર વાગાને સુમારે ભીમાએ માલતીને સારૂ જમવાનું આણ્યું. સવારથી તેણે મ્હોં સુદ્ધાં ધોયું નહોતું, તો સ્નાનની તો વાતજ શું ? જમવાનું મુકીને ભીમો જવા લાગ્યો, ત્યારે માલતી બોલી, "ભીમા, અરે તું .દરવાજો તો ઉઘાડ, મેં મ્હોં પણ ધોયું નથી." પરંતુ ભીમાએ કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. એ શું કરે ? ધણીનો હુકમજ તેવો હતો. માલતીએ બહુ કાલાવાલા કર્યા ત્યારે તેણે તે દરવાજો ઉઘાડયો. માલતી પોતાનો સર્વે વિધિ આટોપી લઇને પાછી દિવાનખાનામાં આવી. ભીમાએ દરવાજો પાછો બાહેરથી બંધ કર્યો.

ભીમો દરવાજો બંધ કરી ગયા પછી માલતી એક ખુરસી ઉપર આવીને બેઠી. સર્વે જમવાનું થંડુ થઇ ગયું પરંતુ તે તરફ તેનું ધ્યાન સુદ્ધાં ગયું નહિં. માલતીએ ટેબલનું એક ખાનું ઉઘાડયું. તેમાં લખવાનાં સર્વે સાહિત્યો દેખાયાં; ત્યારે સર્વે હકીકતનો એક પત્ર લખીને વિશ્વાસરાવને મોકલવો એવો વિચાર કરીને તેણે તેમાંથી એક કાગળ અને પરબીડિયું બહાર કાઢયાં; એ ચાર કાગળ ફાડયા પછી તેણે નીચે પ્રમાણે એક કાગળ લખ્યો.

પેડર રોડ, ૩ એપ્રીલ, ૧૯૦૮.

**પ્રિયકર વિશ્વાસરાવની** પવિત્ર સેવામાં,

હું હમણાં કયે ઠેકાણે અને કેવી સ્થિતિમાં છું એ આપને આ પત્ર ઉપરથી ખબર પડશેજ. કાલે સંધ્યાકાળે માધવરાવે મને એકલીને ફસાવી આ બંગલામાં આણીને ગોંધી રાખી છે. બીજાની સહાયતા

વિના અહીંથી છુટકો થવો શક્ય નથી, કારણ દરવાજા ઉપર એ પરદેશી રખેવાળ રાખ્યા છે. ભાઉ સાહેબે મરણ સમયે કરી મુકેલું ખરૂં વિલ કાલે અચાનક મારા હાથમાં આવ્યું છે, તે ઉપરથી થોડા દિવસ ઉપર માધવરાવે જાહેર કીધેલું વિલ ખોટું છે એ સિદ્ધ થાય છે. હાલ તે વિલ મારા તાબામાં છે. વિલ મને કેવી રીતે મળ્યું તે ચમત્કારી હકીકત મળ્યા પછી સમજાશે. પરંતુ પહેલાં મારો અહીંથી ઘડીનો પણ વિલંબ ન કરતાં છુટકો કરવાની તજવીજ કરો !

મારા છુટકાની વ્યવસ્થા જલદી ન થઇ તો માલતી મરણ પામશે એમજ સમજજો, વધારે શું લખું !

સંકટમાં પડેલી અને આપની માર્ગ પ્રતીક્ષા કરનારી,

**માલતી**

માલતીએ કાગળ લખીને બંધ કીધો. કાગળ પોસ્ટમાં લઇ જઇને કોણ નાંખશે, એ હવે માલતીને ચિંતા થઈ. ભીમો આવ્યા પછી તેને હાથે પગે પડીને તેને પૈસાની લાલચ દેખાડીને તેની પાસે કાગળ પોસ્ટમાં નંખાવવો આવો તેણે વિચાર કીધો. ચાર વાગ્યા તો પણ ભીમો આવ્યો નહિ. શું કરવું એ કંઈ તેને સુઝ્યું નહિ. રસ્તામાંથી જતાં એકાદ માણસને બુમ મારીને પત્ર બારીમાંથી આપવો પણ પેડર રોડના શાંત રસ્તા ઉપર જનાર આવનાર થોડા ! રસ્તા ઉપરથી એટલામાં ચાર પાંચ માણસ ગયાં, પરંતુ તેને બુમ પાડવાની માલતીની હિંમત થઇ નહિ. સંધ્યાકાળ થયો અંધારૂં પડવા લાગ્યું. તે વખતે એક સાહેબ ધીમે ધીમે ચાલતો ને તેની પછવાડે તેની બે ઘોડાના ગાડી આવતાં માલતીએ બારીમાંથી જોઇ. ત્યારે બીજાં માણસને કાગળ આપવા કરતાં સાહેબને આપશું તો જરૂર તે પોસ્ટમાં નાંખશે, કારણ તે લોક બહુ દયાળુ હોય છે, એમ લાગવાથી તેણે જલદી

જલદી બીજાં પાકીટ ઉપર, " કૃપા કરીને આ અંદરનો કાગળ પોસ્ટમાં "નાંખજો. આને લીધે આપનો એક અનાથ બાળકી ઉપર અગણિત "ઉપકાર થશે," એટલા અક્ષર ઉતાવળથી લખીને વિશ્વાસરાવ ઉપર લખેલો પત્ર તેણે તે કવરમાં નાંખ્યો ને બંધ કર્યો. સાહેબ બારી પાસે આવતાં જ તેણે સૂ સૂ કરીને તેને બૂમ મારી. સાહેબે ઉપર જોયું ત્યારે માલતીએ પોતાના હાથમાંનો કાગળ બારી બહાર ફેંક્યો. કાગળ બાગની ભીંત ઉપર પડયો. સાહેબ સ્તબ્ધ ઉભા રહીને આ સર્વ જોતા હતા. થોડી વારે તેની ગાડી પાસે આવી. તેણે ગાડી વાળાને કહીને તે ભીંત ઉપરનો કાગળ મંગાવ્યો. કાગળ વાંચતાં જ તેને સંશય ઉત્પન્ન થયો, ને કંઈ પણ આ ઘોંટાળો છે એમ તેને લાગ્યું. તેણે ઉપરનું પાકીટ ફોડયું, તેની દૃષ્ટિ અંદરના કાગળ ઉપરનાં ઠેકાણા ઉપર જતાં જ તેને આશ્ચર્ય લાગ્યું. એટલામાં એક પટાવાળો ઓફીસનો સિપાઇ હાંફતો હાંફતો આવીને તેની બાજુમાં હાથમાં એક કાગળ લઇને ઉભો રહ્યો. સાહેબે તેની તરફ જોયું તો તેની જ ઓ-ફીસનો સિપાઈ હતો.

" કોન હૈ! પટેવાલા? કયા લાયા ? "

" સાહેબ, એ ખત લાયા હું. બહોત જરૂરકા હૈ. "

સિપાઇની તે વખતની સ્થિતિ ઉપરથી ને બોલવા ઉપરથી તેના હાથમાંનો કાગળ બહુ જરૂરનો હોય એમ લાગતું હતું. અને ખરે-ખરજ તે કાગળ જરૂરનો હતો. કારણ કાગળની એક બાજુએ ' અ-ત્યંત જરૂરનો ' એવું લાલ અક્ષરથી લખેલું હતું. જલ્દી જલ્દી સા-હેબે તે કાગળ હાથમાં લઇને ફોડયો, તે વાંચતાંજ તદન દિંગ મૂઢ થયો, કારણ એક વ્યક્તિ માટે તેના હાથમાં તે વારે બે કાગળ હતા.

સાહેબને મળેલો બીજો કાગળ એ પણ વાંચકોને બતાવું છું; એટલે સાહેબને આટલું કેમ આશ્ચર્ય લાગ્યું, સાહેબ કોણ, કોનો કાગળ, એ તરતજ વાંચકોના ધ્યાનમાં આવશે.

ડોંગરીનું જેલખાનું, ૩ એપ્રીલ ૧૯૦૮.

મેહેરબાન સાહેબ,

આજ સવારે માટુંગાની ઓફીસમાં કામ કરતો હતો ત્યારે બે કૉન્સટેબલ અને બે સિપાઇએ આવીને મ્હને પકડવાનું વારંટ દેખાડી આ ઠેકાણે આણી મુકયો છે. હું ચોર છું એમ કહીને મારા ઉપર આઠ હજારનો ચોરીનો ચાર્જ મૂક્યો છે. ફરીઆદી કોણ છે તે સમજાયું નથી. મોટા સંકટમાં છું. સાહેબને યોગ્ય લાગે તે કરવું. પણ હું સોગનપૂર્વક કહું છું કે આ કામમાં હું તદ્દન નિર્દોષ છું, તે જાણજો.

લી. આપનો આજ્ઞાધારક નમ્ર નોકર,

વિશ્વાસરાવ.

વાંચકો ! આ સાહેબ કોણ હતા, એ તમારાં ધ્યાનમાં આવ્યુંજ હશે ! તે સ્મિથ્ સાહેબ હતા. બંને કાગળ ખીસામાં મૂકીને સ્મિથ્ સાહેબ ગાડીમાં બેઠા ને તેણે ગાડીવાળાને ડોંગરી ઉપર ગાડી લઇ જવાનું કહ્યું.

---

# પ્રકરણ ૧૮ મું.

## દૂનિયા તો એવીજ છે!

વિશ્વાસરાવની ઉપર હવે સ્મિથ્ સાહેબની બહુજ મેહેરબાની હતી. બ્રાઉન્ સાહેબ વિલાયત ગયા ત્યારથી તેના નાનાં મોટાં સર્વ જોખમનાં કામ વિશ્વાસરાવ સંભાળતો હતો. તેના ઉપર સાહેબનો પૂર્ણ વિશ્વાસ બેઠો હતો. ગયા પ્રકરણમાં કહ્યા પ્રમાણે કાગળ વાંચતાંજ સ્મિથ્ સાહેબ તત્કાળ ડોંગરીની જેલ ઉપર ગયા અને વિશ્વાસરાવને મળ્યા, પછી સ્મિથ્ સાહેબ બોલ્યા.

" આમાં કંઇ પણ ભૂલ થઇ હોવી જોઇએ. બીજા માણસને "બદલે તને પકડયો હોવો જોઇએ. તું તદ્દન નચિંત રહે હું એનો "બંદોબસ્ત કરૂં છું. અરે હા, પણ આ જો તારો કાગળ. હું સાંજે "ફરવા ગયો ત્યારે સદાશિવરાવ પેઢીવાળાના પેડરરોડ ઉપરના બંગલાની "બારીમાંથી એક છોકરીએ મારી ઉપર નાંખ્યો."

" એક છોકરીએ ?" વિશ્વાસરાવે આશ્ચર્યની સાથે પુછીને તે કાગળ ફોડયો.

કાગળ વાંચતો હતો ત્યારે સ્મિથ્ સાહેબ વિશ્વાસરાવનાં મુખ તરફ એકી નજરે જોતા હતા. " મને લાગતું હતું તેજ પ્રમાણે "કંઇ પણ ઘોંટાળો છે," એમ વિશ્વાસરાવના ચહેરા ઉપરથી તેની ખાત્રી થઇ. તેણે પૂછયું " વિશ્વાસરાવ, કોનો કાગળ છે ?"

વિશ્વાસરાવે માલતી વિષેની સર્વ હકીકત સાહેબને કહી. તે સાંભળીને સાહેબ બોલ્યા, " જોયું, તું કહેતો હતો તે પ્રમાણે ઓગણીસમી સદીની દૂનિયા નથી. જો ત્હારી ખાત્રી થઇ? હું પહેલેથીજ કહેતો

"હતો તે પ્રમાણે માધવરાવને કોર્ટમાં યોગ્ય શિક્ષા કરાવી હોતે તો
"તારા ઉપર આ પ્રસંગ આવત નહિ. ભાઇ, **દૂનિયા તો આવીજ છે !**
"વિશ્વાસઘાત, ફૂડ, કપટ, લોભ, વ્યભિચારથી જગત્ ભરેલું છે. જેના
"ઉપર આપણે વિશ્વાસ રાખીએ તે આપણું ગળું કાપશે એમજ સ-
"મજ." એમ કહીને સાહેબે જેલરને બૂમ મારીને ફર્યાદી કોણ છે
એમ પૂછયું.

"માધવરાવ સદાશિવરાવ પેઢીવાળા," એમ જેલરે ઉત્તર
આપ્યો. તે સાંભળીને સાહેબ બોલ્યા. "સાંભળ, વિશ્વાસરાવ સાંભળ,
"થઇને હવે તારી પૂર્ણ ખાત્રી ? હશે. આ સર્વ બનાવટજ છે, એમ
"મને પહેલેથીજ લાગતું હતું. તું બિલકૂલ ચિંતા કરીશ નહિ; હું
"હમણાં પોલીસ સુપરિન્ટેન્ડન્ટને બંગલે જઇને તને છોડવવાની
"તજવીજ કરૂં છું, અને માલતીનો છુટકો કરીને તેને મારે બંગલે
"મડમને સ્વાધિન કરૂં છું," એમ કહીને સાહેબ ઉઠયા.

રાત્રે આઠ વાગાને સુમારે માધવરાવ માઇ સાહેબને મળીને ની-
કળ્યા. સીધી રીતે માલતી માને તો ઠીક છે, નહિ તો તેને કોઈ
પણ પ્રયત્નથી આજ વશ કરવાનો તેણે મન સાથે નિશ્ચય કીધો.
માધવરાવ બંગલે જઇને ભીમાને મળ્યો. તેણે કહ્યું કે "બંને વખતના
"જમણને તાઇ સાહેબ બિલકુલ અડકયા નથી; કાલ સાંજથી તેના
"પેટમાં કંઇ પણ અન્ન ગયું નથી."

"બસ, કંઇ હરકત નહિ. હુંજ જઇને હમણાં જોઉછું કેટલા
"દિવસ જમશે નહિ તે. એજ દિવસને ? પણ ત્રીજે દિવસે તે પોતાની
"મેળે માગશે."

માધવરાવ ઉપર ગયા ત્યારે માલતી એક ખુરશી ઉપર કપાળે
હાથ મૂકીને બેઠી હતી. દરવાજો ખખડતાંજ તેણે પાછળ જોયું. મા-

ધવરાવને જોતાંજ તેની સામે ટક્કર લેવાને તે સાવધ રીતે ખુરશી ઉપરથી ઉભી થઇ.

" માલિ, થાળી પીરસીને મોકલી પરંતુ તું જમી કેમ નહિ ?"

" મારે જમવું નથી."

" કેટલા દિવસ ?"

" પ્રાણ જતાં સુધી, નહિ તો અહીંથી છુટકો થતાં સુધી."

" એમ કે ? હવે ડાહી હોય તો મારૂં સાંભળ—"

" માધવરાવ, દૂર ઉભા રહો અને તમારે જે બોલવું હાય "તે બોલો."

" દૂર ઉભો રહું કેમ ? પાસે આવીશ તો શું કરીશ ?"

" શું કરીશ તે બોલીને બતાવ્યા કરતાં કરીને બતાવીશ, "સમજ્યા ?"

" એમ કે ? જોઉં તો ખરો તારી કૃતિ કેવી છે તે ?"

" ધ્યાનમાં રાખો, માધવરાવ ! ફરીથી એક વખત કહું છું– "પાસે આવશો તો તમારા મોઢાં સામે પ્રાણ તજીશ."

" અરર——ખરૂં કે શું ? પછી મેં આટલા કીધેલા પ્રયત્ન "ફોકટ જશે ત્યારે ? લાડકિ-"

" દૂષ્ટ !–દૂર જા—"

માલતીએ કઠોર અવાજથી ઉત્તર આપ્યો પણ તે તરફ માધવરાવે ધ્યાન આપ્યું નહિ. આ તેના ઉત્તરથી સીધી રીતે વળશે નહિ, એમ તેને લાગ્યું. તેણે નિર્ભયપણે માલતીનો હાથ પકડ્યો. તે છોડાવવાને સારૂં તેણે બહુ ખટપટ કીધી પરંતુ કંઇ પણ તેનું જોર ચાલ્યું નહિ. છેવટે માધવરાવે તેની કમર ઉપર પોતાનો હાથ વિંટાળ્યો, ને તેને ચુંબન લેવાને પ્રયત્ન કર્યો. માલતીએ પોતાના શરીરની સવ

શક્તિનો ઉપયોગ કર્યો, પણ આખા દિવસની ઉપવાસી હોવાને લીધે માધવરાવની આગળ તેનું કંઇપણ ચાલ્યું નહિ. માધવરાવ તદ્દન વિષયાંધ થઇ ગયો. છેવટે માલતીએ મોઢેથી બૂમો પાડી, એટલામાં દરવાજો જોશથી ઉઘડીને સ્મિથ સાહેબ અને તેની પાછળ પોતે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ એકદમ અંદર આવ્યા. સ્મિથ સાહેબે માધવરાવની કમરમાં જોરથી પહેરેલા બૂટ સાથેજ લાત મારી, અને તિરસ્કારથી તેની સામે જોઇને તે બોલ્યા, "તું કેવળ નર પશુ છે, અનાથ સ્ત્રી "ઉપર હાથ નાંખવાની તને થોડી પણ શરમ લાગવી જોઇએ?" અને સુપરિન્ટેન્ડન્ટ સાહેબ તરફ વળીને તે બોલ્યા,

"હવે આના કરતાં વધારે પુરાવાની તમને જરૂર પડે એમ મને લાગતું નથી."

સુપરિન્ટેન્ડન્ટ સાહેબે બહાર ઉભેલા જમાદારને અંદર બોલાવ્યો, અને માધવરાવના હાથમાં બેડી નાંખવાનો હુકમ કર્યો.

તે વખતે માધવરાવનો ચહેરો જોવા જેવો હતો. એકાએક આ શું થયું તેજ તેને સમજાયું નહિ. તે તદ્દન ગુંચવણમાં પડી ગયો. પોતાના સુખની અણીની વખતે આ લશ્કર એકાએક અંદર કેવી રીતે આવ્યું, તેઓને પહેલેથી સુચના કોણે આપી, ઇત્યાદિ વાતનો તેને સંશય પડયો.

"માલતિ, તદ્દન ખરી વખતે આવી સહાયતા તને કરાઇ, તેને "લીધે મને આનંદ થાય છે. તેં મને ઓળખ્યો નહિ હોય, પણ હું "તને પહેલેથીજ ઓળખું છું. કદાચિત્ મારૂં નામ જાણતાંજ તું મને "ઓળખશે. મારૂં નામ સ્મિથ. મેંજ તારા નવા બંગલાનું કામ કીધું "છે. વિશ્વાસરાવ મારાજ હાથ નીચે કામ કરે છે. આજે કર્મ ધર્મ "સંયોગથી, હું આ રસ્તા ઉપર નીકળ્યો, એટલે તારાથી મારી પાસે

"કાગળ નાંખી શકાયો—તારા ઉપર જેવું સંકટ આવ્યું, તેવુંજ વિશ્વા-
"સરાવની ઉપર આવ્યું છે. આજે સાંજે જે કાગળ તેં બારીમાંથી
"મારા ઉપર નાંખ્યો, તે કાગળ મેં વિશ્વાસરાવને જેલમાં લઇ જઈ-"

" ક્યાં આગળ ?— " થરથર ધ્રુજતાં માલતીએ પૂછ્યું.

" વિશ્વાસરાવ હાલ કેદમાં છે. " માધવરાવની તરફ આંગળી દેખાડી તે આગળ બોલ્યા, " આજ ચંડાળે તેના ઉપર ખોટો ચોરીનો "આરોપ મૂકયો છે. પરંતુ તું કાંઇ ચિંતા કરીશ નહિ. તે નિર્દોષ છે "તો જલ્દી દોષ મૂક્ત થશે."

" વિશ્વાસરાવ હાલ કેદમાં છે, " એ સ્મિથ સાહેબે ઉચ્ચારેલા શબ્દ ફક્ત સાંભળતા સાંભળતામાં ધબ લઇને તે જમીન ઉપર પડી.

તેજ વખતે જમાદારે માધવરાવને જોરથી ધક્કો મારીને દિવાનખાનાની બાહેર આણ્યો.

## પ્રકરણ ૧૯ મું.

### " ગજબ થયો હવે શું કરૂં ? "

માલતીને ઘણાં પ્રયાસથી બંનેએ ઉંચકીને ગાડીમાં લીધી. સ્મિથ સાહેબ તેને પોતાને ઘેર લઇ ગયા. ભીમાના અને બંને પરદેશી રખવાળદારોના હાથમાં તેના ધણીની માફક બેડી નાંખીને પોલીસ સુપરિન્ટેન્ડન્ટે બંગલાને સીલ કરવાનો હુકમ જમાદારને આપ્યો.

સ્મિથ સાહેબની વાટ જોતાં મડમ સાહેબ બાહેરજ બેઠાં હતાં. દશ વાગે સાહેબની ગાડી આવી. મડમ આગળ જઇને બોલ્યાં, " આજે મોડું થવાનું હતું, ત્યારે મને કહાની મોકલવું તો હતું ? હું મ્હારી ફોકટ ચિંતા—"

" પહેલાં, અહીં આવ. પડોશના ડાકટર આવ્યા હોય તો તેને
"જલ્દી નીચે બોલાવ," સ્મિથ સાહેબ ગાડીમાંથીજ બોલ્યા.

ગાડીમાં બીજું કોઈ છે એવું મડમે જોયું. શું ઘોંટાળો છે એ
તેને સમજાયું નહિ. તેણે ઉતાવળા ઉતાવળા ડૉકટર ફિલ્ડર સાહેબને
બૂમ મારી તેની બુમ સાંભળીને ડૉકટર જલ્દીથી નીચે આવ્યા. ત્રણેએ
મળીને માલતીને દિવાનખાનામાં લઇ જઇ એક કોચ ઉપર સુવાડી.
ડા. ફિલ્ડરે તેની નાડી વગેરે જોઇને કહ્યું " એને જબરજસ્ત ભય
"પેઠો છે, અને એના પેટમાં અન્ન જરાપણ ગયું નથી, તે અશક્તિને
"લીધે તે આમ બેશુદ્ધ સ્થિતિમાં છે, " એમ કહીને તેણે નોકરને
બૂમ મારીને પોતાને ઘેરથી નળી લાવવાનું ને સ્મિથ સાહેબને દુધ
મંગાવવાનું કહ્યું.

ડાકટરે નળીની સહાયતાથી પાશેરેક દુધ માલતીના પેટમાં નાંખ્યું.
થોડી વારે સ્મિથ સાહેબે તેને વિષેની સર્વ હકીકત તેઓને કહી તે
સાંભળીને મડમનું મન બહુ દયાર્જિત થયું. તે ઉઠી અને પ્રેમથી તેણે
માલતીના ગાલનું ચુંબન લીધું.

બીજે દિવસે માલતી તેજ સ્થિતિમાં હતી. ડા. ફિલ્ડર ઘડીએ
ઘડીએ આવીને તેને જોતા હતા. સ્મિથ સાહેબની મડમ આખા દિવ-
સમાં ત્યાંથી ખસી નહિ. માલતીના અપ્રતીમ સૌંદર્ય તરફ વારંવાર
જોવા છતાં, તેના મનને તૃપ્તિ થતી ન હતી. તેનાં તે અત્યંત કોમળ
પણ સુંદર ઘડેલા અવયવ જોઇને તેનું પોતાની સુંદરતાનું અભિમાન
ગળી ગયું. તે દિવસે સ્મિથ સાહેબ અને મડમે ઘણાં ઉપચાર કર્યા
પછી માલતી થોડી શુદ્ધિમાં આવી. તેને જે એકદમ અસહ્ય દુઃખ
થયું હતું, તેના ધક્કાને લીધે તેનું શરિર શક્તિ હીન થઇ ગયું હતું.

ત્રીજે દિવસે સર્વ જન માલતીની પથારી પાસે બેઠા હતા.

સ્મિથ સાહેબ બોલ્યા, " વિશ્વાસરાવના નિર્દોષપણા વિષે સર્વની ખાત્રી "થઇ, તે હવે થોડી વારમાં અહીં આવશે. "

આ સ્મિથ સાહેબના શબ્દ સાંભળી માલતીનું હૃદય આનંદના સમુદ્રમાં ઉછળવા લાગ્યું. તેણે દીર્ઘ શ્વાસ ખેંચવા માંડયો. તેના કપાળ ઉપર પરસેવાનાં બિંદુ ચમકવાં લાગ્યાં. તેને ઘણી શક્તિ આવ્યા સમાન લાગ્યું. તે ઉઠીને બેસવાનો પ્રયત્ન કરવા લાગી. એ જોઇને મડમે તેને ધીમેથી બેસાડી. ઉઠીને બેઠા પછી માલતીએ પોતાની પાસેથી એક ઘડી વાળેલો કાગળ કાઢીને આપ્યો. તે હાથમાં લઇને મડમે પૂછ્યું, " આ શું છે, આ શું છે ? "

" વિલ્," માલતીએ ઉત્તર આપ્યો. એટલામાં દરવાજો પણ ખખડયો. સ્મિથ સાહેબ ઉઠીને બહાર ગયા ને થોડીવારે તેણે મડમને પણ બાહેર બોલાવી. સાહેબે તેને સારૂ આટલો શ્રમ લીધો એ ઉપરથી તેની વિશ્વાસરાવ ઉપર બહુ પ્રીતિ છે એમ માલતીને લાગ્યું. તેની અને વિશ્વાસરાવની વચ્ચે હવે આડું આવનાર બીજું કોઇ નથી એમ તેને લાગીને તે આનંદ સમુદ્રમાં બુડી ગઇ. તેની દૃષ્ટિ દરવાજા ઉપર ગઇ. ત્યાં વિશ્વાસરાવની રમ્ય મૂર્તિ શાંત મુખે પોતાની તરફ જુએ છે ને પોતાને આલિંગન આપવા સારૂં આગળ હાથ પ્રસારે છે, એમ તેને દેખાયું.

આ સ્વપ્ન છે કે ખરૂં છે કે કોઇ રોગનાં ચિન્હ છે એનો તેને પહેલાં નિર્ણયજ થયો નહિ. તેણે પોતાનાં નેત્ર વિંચી લીધાં, પણ આ સ્વપ્ન નહોતું ને આ તેની ભ્રાંતિએ નહોતી પણ તેની નજરે ખરેખરજ કાંઇ પડતું હતું. વિશ્વાસરાવે તેને છાતી સરસી ચાંપી હતી ! તે ગાઢ આલિંગનથી માલતીનું તપેલું હૃદય શાંત થયું. વિશ્વાસરાવનો અને તેનો શ્વાસ એક થયો. માલતીનાં અને વિશ્વાસરાવનાં

હોઠ એકત્ર મળ્યાં. તે સ્પર્શથી માલતી થરથર કંપવા લાગી ને સંજ્ઞા શુન્ય થઇ.

" માલતિ ! "

" વિશ્વાસરાવ ! "

એકજ વખતે પરસ્પરનાં હાથમાં પોતાનાં શરીર સાથેજ પરસ્પરનાં નામ નીકળી પડયાં !

" માલતિ, હવે તને મારા અને તારા વિયોગની લેશ પણ "બ્હીક રહી નથી. તને હવે માધવરાવની બ્હીક રાખવાનું કંઇ પણ "કારણ નથી, તું હવે સર્વસ્વ મારી થઇ."

માલતીએ ઉત્તરને બદલે સપ્રેમ દ્દષ્ટિથી પોતાનાં પ્રિયકરની સ્હામું ઉંચું જોયું, અને કિંચિત હાસ્ય કરીને તેને ધટ્ટ મીટ મારી.

વાંચકો, આ પ્રેમી જોડાને આપણે અહીંજ રહેવાં દઇને, માધવરાવને હવે મળીએ. આજે બે દિવસ પછી એવા સજ્જન મનુષ્યને આપણે હવે અવશ્ય મળવું જોઇએ, ખરૂંને ?

ત્યાં જુઓ પેલી નાની સરખી ઓરડીમાં પગ નાખીને કોણ બેઠું છે ? અહો ! તેતો આપણા પ્રતાપી માધવરાવ ! સાંભળો, સાંભળો, તે શું કહે છે તે—

" ગજબ થયો હવે હું શું કરૂં ? "—

શું કરીશ, બાપા ? હસતાં હસતાં કર્મ કરવાં, ને રડતાં રડતાં તેનાં પરિણામ ભોગવવાં ! ભોગવ હવે કર્યાં કર્મનાં ફળ ! ! !



# પ્રકરણ ૨૦ મું.

## કરવું તેવું ભરવું.

માલતીએ અને વિશ્વાસરાવે પોતાનાં મન એક બીજાં સાથે ઉઘાડયાં પછી વિશ્વાસરાવ બાહેર આવ્યો તેને જોઇને સાહેબ બોલ્યા, "વિશ્વાસરાવ, તું તો લક્ષાધિપતિ છે."

વિશ્વાસરાવને સાહેબના બોલવાનો અર્થ બરોબર સમજાયો નહિ, પરંતુ તે બોલ્યો,

" આપની કૃપાથી હું ખરો, સાહેબ."

" મારી કેવી કૃપા ? આ સર્વ તારી માલતીની કૃપા," એમ કહીને તેણે વિશ્વાસરાવના હાથમાં વિલ આપ્યું. વિશ્વાસરાવે તે ઉઘાડયું. વિલ વાંચ્યા પછી તેના મુખ ઉપર આનંદનું તેજ ચમકવા લાગ્યું. સર્વે જન ઉઠીને પાછાં અંદર ગયાં. માલતીનું પૂર્ણચંદ્ર પ્રમાણે આનંદથી ખીલેલું મુખ જોઇને મડમે તેની તરફ પ્રેમ યુક્ત નજરે જોઇ તેને ચુંબન કર્યું, અને તેની પાસે બેસીને તેને કહ્યું,

"માલતિ, વિલ તારે હાથ કેવી રીતે આવ્યું તે સર્વ હકીકત અમને કહે જોઇએ ?"

માલતીએ સર્વેનાં મુખ તરફ હસતાં હસતાં જોયું ને કહેવા લાગી, " તે દિવસે મેં—મેં—એ—એને કાગળ લખ્યો," માલતી વિશ્વાસ તરફ જોઇને બોલી.

" એને એટલે કોને ? " મડમ હસતી હસતી વચ્ચે બોલી.

વિશ્વાસરાવ એ નામ ઉચ્ચારતાં હવે તેને શરમ લાગવા માંડી. ઠીકજ છે. પહેલી વખત સર્વે બાળાઓની આજ સ્થિતિ થાય છે.

" કહે કહે, એને એટલે કોને ?" મડમે ફરીથી પૂછ્યું. માલતીએ જલ્દી જલ્દી, " વિશ્વાસરાવ, " એટલો શબ્દ બોલીને નીચું જોઇ રહી.

" હુર–રે ! વરનું નામ લીધું, " તાળી પાડીને મડમ બોલી. આખા દિવાનખાનામાં હસાહસ થઇ રહી.

" ઠીક પછી ? " માલતીને વાંસે હાથ ફેરવીને મડમે પૂછ્યું.

" તે રાત્રે તે આવ્યા હતા. બીજે દીવસે હું તને અહીંથી
"લઇ જઇશ એમ તેણે વચન આપ્યું હતું, તે રાત મેં ભારે સંકટમાં
"કાઢી બીજે દિવસે સવારમાં હું અને માઇ ઉપરનાં દિવાનખાનામાં બેઠાં
"હતાં. તે વખતે એક સાહેબ અને બે સિપાઇને અંદર આવતાં બારી-
"માંથી મેં જોયા પણ તેવી તરફ મેં વધારે ધ્યાન આપ્યું નહિ.
"બપોરે માઇ માધવરાવનો બંગલો જોવાને જવા લાગી. જતી વખતે
" ' તું આવે છે કે ? ' એમ તેણે મને પૂછ્યું. મેં ના કહી. તેના
"ગયા પછી નીચેની ઓરડીમાં વિચાર કરતી હું એકલીજ બેઠી હતી,
"એટલામાં એક ઉંદર કબાટની નીચે ગયો. મારી કુતરી તેને પકડવાનો
"પ્રયત્ન કરવા લાગી, ને લીલીએ તેને પકડવો એમ મારા મનમાં હતું.
"હું તેને સૂ ! સૂ ! કરવા લાગી. લીલીએ ઘણો પ્રયત્ન કરીને છેવટે
"પોતાનું અર્ધું અંગ કબાટની પાછળની ફાટમાં નાંખ્યું. કંઇક વખત
"પછી લીલીએ પોતાનાં પગથી એક બંડલ બાહેર કાઢ્યું. બંડલ શાનું
"છે તેને જોવાને સારૂં મેં ઉંચકયું."

માલતીને અતિશય થાક લાગ્યો તેથી તે થોડીવાર મુંગી રહી.

" તેજ આ વિલ લાગે છે ? વિશ્વાસરાવ તું મોટો ભાગ્યશાળી
"છે. તે વખતે આ જો માધવરાવનાં હાથમાં ગયું હોતે તો તેણે
"તેનાં ફાડીને ટુકડે ટુકડા કરી નાંખ્યા હોતે. પરંતુ **સત્યનો બેલી**

"પરમેશ્વર ! ઠીક પછી ?" સાહેબ બોલ્યા.

"વિલ છે એમ જાણતાંજ મેં તે મારી ઓટીમાં સંતાડી
"મૂક્યું. ઘણો વખત સુધી હું તે વિલ વિષે વિચાર કરતી હતી. પછી
"ઉઠીને બાહેર આવી; મારૂં મન કશેજ લાગ્યું નહિ, ત્યારે બાહેર
"બાગમાં ફરવાનાં વિચારથી હું કપડાં પહેરી તૈયાર થઇ ત્યારે ભીમાએ
"મને 'બાહેર ફરવા જાઓ છો કે ?' એમ પૂછ્યું. તે વખતે તેના
"કપટથી પુછવાનો અર્થ મારા ધ્યાનમાં આવ્યો નહિ. હું બાહેર આવી
"ત્યારે દરવાજા પાસે ગાડી તૈયારજ હતી. હું અંદર જઇને બેઠી. તે
"દિવસે હું કઇ બાજુ ફરવા ગઈ હતી તે મારા ધ્યાનમાં નથી. કારણ
"મારૂં મન વિચારમાં ગુંચાયલું હતું. ભીમાને મેં ગાડી પાછી વાળવાની
"કહ્યું. તેને ગાડી પાછી વાળીને એક દરવાજાની પાસે લઇ જઇ ઉભી
"કરી. હું નીચે ઉતરીને બંગલામાં ગઇ. અંદર ગયા પછી પાછળ
"દરવાજો બંધ કરવાનો મોટો અવાજ આવ્યો, ત્યારે હું બરાબર
"શુદ્ધિમાં આવી. પાછળ જોયું તો માધવરાવ મારી તરફ જોતો ઉભો
"હતો. પછી તે આગળ આવી મારાં અંગને અડકવા લાગ્યો. મેં
"ગુસ્સાનાં આવેશમાં જોરથી તેને મોંમાં માર્યું."

"શાબાશ ! પછી આગળ તેણે શું કર્યું ?" ઉત્કંઠાથી
મડમે પૂછ્યું.

"મેં તેના મોંમાં માર્યાં પછી તેને જે લાગ્યું હોય તે ખરૂં.
"તે મારી તરફ જોતાં ચૂપ ઉભો રહ્યો. પછી ભીમાને તેણે બોલાવ્યો,
"ને કંઇ કહ્યું, અને પોતે ચાલતો થયો. ભીમાએ મને ઉપલે માળે
"લઇ જઇને ગોંધી રાખી. તે રાત મેં અન્ન પાણી વગર અંધારામાં
"સંકટથી ગુજારી. બીજે દિવસે ભીમો જમવાનું લઇને આવ્યો. મેં
"તેનો સ્પર્શ પણ કર્યો નહિ. બપોરે કર્મ ધર્મ સંયોગે ટેબલના ખાનાં-

"માથી મને કાગળ લેખણુ મળ્યાં. મેં એક કાગળ લખ્યો ને આપને
"બૂમ મારી. બારીમાંથી આપની તરફ નાંખ્યો. એ આપને ખબરજ છે.
"રાત્રે પાછો માધવરાવ આવ્યો. તે વખતે તે તદ્દન બેફામ થયેલો દે-
"ખાતો હતો. પ્રથમ તેને સામોપચારથી ઘણું કહ્યું પરંતુ તેની કંઇજ
"અસર થઇ નહિ. છેવટે તેને મને બેઉ હાથમાં મજબુત પકડી. મેં
"મોટેથી બૂમો મારી એટલામાં દરવાજો ઉઘાડી આપ અંદર આવ્યા.
"પછી આપને સર્વ ખબરજ છે!"

મડમ માલતીના મુખ ઉપર પ્રેમથી હાથ ફેરવીને બોલી, "તે
"ચંડાળે મારી લાડકીને બહુજ ત્રાસ આપ્યો. ઇશ્વર તેને તેના પાપનું
"પ્રાયશ્ચિત જલ્દીજ આપશે;" એમ કહીને પાછું એકવાર અતિશય
વ્હાલથી ચુંબન કર્યું.

માલતી હકીકત કહેતી હતી ત્યારે વિશ્વાસરાવ તેના તરફ સ-
પ્રેમ અને એકાગ્ર દૃષ્ટિથી જોતો હતો. તેના મનમાં નાના પ્રકારના
વિચાર આવતા હતા. માધવરાવે પોતાના નીચ વર્તનથી પોતાનો જીવ
દુઃખમાં નાંખ્યો તેને લીધે તેને ખરાબ લાગતું હતુંજ. પરંતે તે કરતાં
પોતે પિતા કરતાંએ વધારે પૂજ્ય માનેલા ભાઉ સાહેબના નામને
કલંક લાગ્યું એ વિચાર તેના શુદ્ધ મનને વધારે પીડવા લાગ્યા.

"સાહેબ, છેવટે થયું તે સર્વ આનંદદાયકજ થયું. તો પણ
"માધવરાવે જે કંઇ કીધું તે બહુજ ગેરવ્યાજબી અને વડીલની કી-
"ર્તિને લાંછન લાગે એવાંજ કૃત્યો કીધાં," ઘડી એક પછી વિશ્વા-
સરાવ બોલ્યો.

"મેં તને પહેલાંજ કહ્યું કે ભાઇ! **દુનિયાતો એવીજ છે.**
"પણ તારો ક્યાં તે ઉપર વિશ્વાસ બેસતો હતો?"

"અને દુનિયા તો એવીજ હોવાને તેનું મૂળ કારણ એ

"'કનક' અને 'કાન્તા' છે ના ?" મડમ બોલી.

હશે. બીજે દિવસે માધવરાવનો કેસ શરૂ થયો. તેના ઉપર ત્રણ આરોપ મૂકાયા હતા. એક તો ખોટું વિલ તૈયાર કરવાનો," બીજો વિશ્વાસરાવ ઉપર ચોરીનું ખોટું આળ ચઢાવવાનો અને ત્રીજો માલતીને બળાત્કારે ગોંધી મૂકવાનો. એ ત્રણ આરોપ કોર્ટમાં તેના ઉપર સાબીત કરી તે બદલે તેને સાત વર્ષ સખત મજુરીની શિક્ષા થઇ. તેજ પ્રમાણે "તેનો સાક્ષીદાર સુખડચંદ એણે તે ખોટું વિલ્ તૈયાર કરવામાં મદદ કરી તેથી બે વર્ષ સખત મજુરીની અને ભીમાને અને પરદેશીઓને એક વર્ષ સુધી કેદ એમ દરેકને શિક્ષા થઇ.

---

## પ્રકરણ ૨૧ મું.

### સમારોપ.

પ્રિય વાંચકો, અમારી વાર્તા પૂરી થવા આવી, હવે નાયક નાયિકા અને બીજા એક બે પાત્રો વિષે એક બે વાતો કહી આ નાની વાર્તા આપણે પૂરી કરીશું.

માધવરાવનાં ખટલાના નિકાલ થયા પછી બીજે દિવસે માલતી અને વિશ્વાસરાવ ચોપાટી ઉપરના બંગલામાં રહેવા ગયાં.

માલતીનાં મુખ તરફ જોવાની હવે માઇને હિંમત રહી નહિ. આ પોતાની સાવકી માતાની સ્થિતિ તરત માલતીના ધ્યાનમાં આવી ગઇ. તે આગળ જઇને બોલી, "માઇ, હવે તને તારી કૃતનો અને "તારા વર્તનનો પશ્ચાતાપ થતો હશે. હું તને જરાપણ દોષ દઇશ "નહિ. કારણ મારી ખાત્રી છે કે માધવરાવે તને કપટથી પોતાના પક્ષમાં

"લીધી હતી. તેના દુષ્ટ વિચાર તેં પહેલેથીજ જાણ્યા હતે તો તું
"કદી પણ તેના કહેવા પ્રમાણે કરત નહિ. હશે હવે તે વાત જવા દે."

માલતીએ આટલા ઉદાર અંતઃકરણથી માઇની લજ્જાનું રક્ષણ કર્યું, તોપણ તેનું મન તેને ખાતું હતું. છેવટે તેનાથી રહેવાયું નહિ. તેને પોતાના સર્વ અપરાધ કબુલ કીધા ને તેની પૂર્ણ ક્ષમા માગી. માલતીએ તેના સર્વ અપરાધની અંતઃકરણપૂર્વક ક્ષમા આપી. પછી એ મહિને વિશ્વાસરાવ અને માલતીનાં મોટી ધામધુમથી લગ્ન થયાં. લગ્નમાં સ્મિથ સાહેબે માલતીનાં હાથમાં ( કન્યાદાન ) કહીને કંઇ કાગળ આપ્યો. તે કાગળ વાલકેશ્વર ઉપર માલતીને સારૂં નાના-સાહેબે જે બંગલો બાંધ્યો હતો તેનાં ખતપત્ર હતાં.

નાના સાહેબનાં મરણ પછી આ બંગલો લીલામ સમયે સ્મિથ સાહેબે લીધો હતો. તેજ બંગલો કન્યાદાન કહીને તેણે આજે પાછો માલતાને આપ્યો.

પછી, એક વર્ષે વિલાયતમાં બ્રાઉન સાહેબ મરણ પામ્યા ત્યારે સ્મિથ સાહેબે વિશ્વાસરાવને પોતાનો ભાગીદાર કીધો. ચોપાટી ઉપર રહેનારા હમારા એક મિત્ર તરફથી અમને એમ ખાત્રીપૂર્વક ખબર મળી છે કે અમારૂં એ આનંદી જોડું હવે બહુ સુખમાં છે, અને તેમના આનંદમાં વધારો કરનાર બે બાળક—એક પુત્ર અને એક પુત્રી—લીલી કુતરીની સાથે હંમેશાં બાગમાં આનંદ કરતાં દષ્ટિએ પડે છે. વૃદ્ધ ગિરજા તે નાના બાળકોને ઘડીએ દુર કરતી નથી ઘરમાંનું ઉપરનું કામ કરવાને સારૂ ઘરમાં બીજા નોકરો રાખ્યા છે, અને સર્વ પ્રકારનાં દેખરેખનું કામ ગિરજાને સોંપ્યું છે.

**સમાપ્ત.**

